

નિતિને ચાહનાર સજ્જનોને માટે-

# નીતી-માળા.

અંક પહેલો અને બીજો.

તથા

વિધવા માટે રત્ન હાર.

---

પ્રકાશક.

શાહ જયચંદ મગનલાલ-ચોટાસરવાળા.

---

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૦ પ્રત. ૧૦૦૦

---

અમદાવાદ.

શ્રી " સત્યસાગર " પ્રિન્ટીંગ પ્રેસ.

---

મુલ્ય કાંઇ નહિં. પોષ્ટ. ૦—૧—૩

# વિનંતી.

સર્વ લોકોના હિતને સારૂ મહાપુરૂષોએ જે નીતીનાં અમુલ્ય વચનો કહેલાં છે. તેનો સંગ્રહ કરી ાજની સમીપ પ્રકાશ કરૂંછું, તેણે કરી મુર્ખતા . સર્વ ાપણું સર્વને પ્રાપ્ત થાઓ. એવી મારી પ્રભુ ચર્ણે વિનંતી છે. પરંતું આંધળાની આગળ દીવો ધરેથી, બહેરાંની આગળ ગીત ગાયાથી, મુર્ખના આગળ કથા કહેવાથી, વાંદળા ળામાં મુકતા ફુળનો હાર ઘાલેથી, ગર્દતાપશુ (ગધે આગળ મીષ્ટાન મુકેથી સારી અસર થતી નથી તેમ : ( દુરાચર્ણી ) મનુષ્યોને કંઈજ અસર થી. છતાંએ વાંચી વિચાર કરશે તો તેમનાં હૃદય શુ ે. એમ મારૂં માનવું છે.

હૃદયોર્મી

---

# અર્પણપત્રિકા.



સદ્ગુણ સંપન્ન, મેહેરબાન ઠાકોરશ્રી
દલપતસિંહ અજીતસિંહજી સાહેબ
મુ. વીરપુર.

સાહેબ !

નિતિ ઉપર આપની અત્યંત પ્રીતિ છે. ધર્મ ઉપર પૂર્ણ આસ્થા રાખો છો. પરોપકાર એ આપનું નિત્યક્રમ છે. વિદ્યા વિવેકાદી સદ્ગુણોનો સંગ્રહ કર્યો છે ગરીબ અને તવંગર તમામ ત્રફ પ્રેમાળ નજરથી જુઓ છો. નિતિનાં પુસ્તકો પ્રગટ કરનારને ઉત્તેજન આપોછો એ અને મીલનસાર સ્વભાવ તથા મારા ઉપરની નિઃસ્વાર્થી કૃપાના પ્રવાહમાં તલ્લીન થઇ આ " રત્નોનીમાળા " આપનેજ અર્પણ કરી આનંદ માનું છું.

મુ. જાહર.

તા ૧૪—૨—૧૦ સોમવાર

દા આપનોજ.
જયચંદ મગનલાલ શાહ.
ઘોડાસર નિવાસી.
પ્રકાશક.

# પ્રસ્તાવના.



આ નાનકડા પુસ્તકની પ્રસ્તાવના લખવી એ ઘણી અગત્યની બીના હું સમજતો નથી. પરંતું હાલના પ્રચલીત રીવાજ મુજબ બે બોલ લખવાનું સાહસ કરૂં છું.

અહા હા ! એક વખત આ હતભાગ્ય હિન્દની જાહોજ લાલી રૂપ સુર્ય પુર્ણ કળાએ પ્રકાશીત હતો. રામ. દુષ્યંત. વિક્રમ. ભોજ વીગેરે ધાર્મીક અને પ્રજાપાળક. નિતિવાન દેશી રાજાઓ રાજ્ય કરતા હતા. વેપાર રોજગાર અને હુંન્નર કળામાં આ દેશ આગળ વધેલો હતો. કે જેના રીતી રીવાજોનું અન્ય દેશના લોકો અનુકરણ કરતા ગરીબમાં ગરીબ—લાંકડાંની ભારીઓ વેચી ગુજરાન ચલાવનારા શુદ્ધાં પણ શંસ્કૃત ભાષા બોલતા અન્ય ભાષાને મલેચ્છી ભાષા કહી વખોડતા વલ્લભીપુર. ચાંપાનેર, અયોધ્યા, ઉજજન. હસ્તીનાપુર, દ્વારકાં, વીગેરે પ્રાચિનકાળમાં આબાદ શહેરો હતાં. છુટે હાથે ખરચ કરી વિધા અને વિદ્વાનોને આશરો આપનાર વિધા વિલાશી ભુપત્તિઓ હયાતીમાં હતા. તે વખતે ધર્મ. ન્યાય. નિતિ ગણીત આદી સાસ્રોનાં અને બીજાં પુસ્તકો રચાયાં—ભવ્ય ભુવનો. મનોહર દેવસ્થાનો અને રમણીય ગુફાઓ વીગેરે બંધાયાં એજ આપણા દેશ

આપણા પુર્વજો અને મહાન નૃપતિઓના કિર્તિના કોટા ઉભા કરે છે. એવા જાહોજલાલીના વખતમાં વિદ્યા વિલાશી નૃપતિઓ સદ્ગ્રહસ્થોએ પોતાના અને અન્યના સુખને અર્થે અગણિત દ્રવ્ય ખર્ચી. અમુલ્ય રત્નરૂપ સુબોધનો સંગ્રહ કરેલો અખુટ ખજાનો આપણને વારસામાં સોંપી ગએલા છે. એ ખજાનાનાં અણમોલ વાકયો ( સુબોધ ) થી જ ઘણાં ઘણાં મહત કાર્ય થયાં છે. થાય છે. ઘણાક જણ મોતના પંજામાંથી છુટયા છે. એટલુંજ નહિ પણ પ્રખ્યાતીને પામ્યા છે. પરંતુ એવાં અમુલ્ય વાકયો એક જગ્યે નહિ પણ પ્રથક પ્રથક પુસ્તકોમાં હોવાથી દરેક જણ તેનો છુટથી ઉપયોગ કરી શકે નહિ. એ દેખીતું જ છે. આથી એવાં રત્નરૂપી વાકયોનો સંગ્રહ કરી આ રત્નોની માળાનું નાનકડું પુસ્તક જન સમાજની સેવામાં રજુ કરી આનંદ માનું છું. એટલુંજ નહિ પણ આવી રત્નોની માળાના પુસ્તકની તેના ગુણ અને ઉપયોગીતા મુજબ કીમત રાખવામાં આવે તો ગમે તેવા ગ્રહસ્થથી પણ તેનો લાભ લેઈ શકાય નહિ. ( એવા અમુલ્ય પુસ્તકની કીમત આંકવાને વિદ્વાનો પણ સામર્થ્યવાન નથી. તો પછી મારી શી ગુંજાસ ? ) આથી સદરી રત્નોની માળાની કાંઇપણ કીમત નહિ હોતાં જે કોઈ માગે મંગાવે તેને પોષ્ટ ખરચનો ૦-૧-૩

સવા આનો લેઇ મફત ( ભેટ ) આપવામાં સંતોષ માન્યો છે.

વળી સંવત. ૧૯૬૦ની સાલમાં દુષ્ટ પ્લેગે મારા વતન હુલકરવાસ. ઘોડાશરમાં આવી જુલમ વર્તાવ્યો. તે વખતે મારા બનેવી દા. રા. રણછોડદાસ ખેમચંદ તે દુષ્ટના પાપી પંજામાં સપડાઈ આફાની દુનિયા છોડી સ્વર્ગવાસી થયા તે દીલગીરીના આવેશમાં સ્વબેનને શિખામણ રૂપ કવિતા લખેલી તે સર્વે વિધવા બેનોને ઉપયોગી જણાયાથી વચ્ચે દાખલ કરી તેનું નામ 'વિધવાનો રત્ન હાર' રાખેલ છે તે યોગ્યજ છે, જો મારી વિધવા ભગિનીઓ તેનો સ્વીકાર કરી તે પ્રમાણે વર્તશે તો ખરેખાત રત્નના હાર પ્રમાણે ઉપયોગી થઇ પડશે—તેમનો આલોક અને પરલોક શુધરશે એમ મારૂ માનવું છે.

હું જ્યારથી વિદ્યાર્થી અવસ્થામાં હતો. ત્યારથીજ મારા માતા પીતા અને વિદ્યાદાતા ગુરૂજીના રસીક બોધે વાંચનનો શોખીન બનાવ્યો. આથી જુદા જુદા વિદ્વાનો અને કવિઓનાં પ્રથક પ્રથક પુસ્તકો મારા વાંચવા અને અનુભવ્યામાં આવ્યાં. તેમાં ઉડાણી તાલુકામાં સ્કુલ માસ્તર તરીકે મારો નિમ થયા પછી ઓર ઉમેરો થયો. કેમકે ત્યાંના નેક નામદાર ઠાકોર સાહેબ શ્રી. ૧૦૮ શ્રી. દલપતસિંહજી સાહેબના સહવાસે તેઓ શ્રી સાહેબના પોતાના જ્ઞાન અને

અનુભવનો અચ્છો લાભ લેવા અવકાસ મળ્યો. જો કે ઘણા ખરા નૃપતિઓ નિશાળના મેહુતાજી તરફ અભાવ અને બોજા રૂપ ગણી સંકુચીત પણું દેખાડે છે. ત્યારે પોતે પોતાના મહારાજા ધિરાજા સ્વભાવનુંસાર મારા પ્રત્યે કાંઇ ભેદભાવ ન રાખતાં પોતાના સંતાન રૂપ ગણી વધારે વધારે પાવરધો કર્યો. જેની નીશાની દાખલ આ પુસ્તક પ્રકાશવાની ઉત્કંઠા થઈ. માટે માળાના મણકાને સંગ્રહ કરવાનું કીર્ચીતમાન મને હોય તે કરતાં વિશેષ માનને પાત્ર તેઓ શ્રી પોતે હોવાથી તેમનો ઉપકાર માનું છું.

પ્રથમ તો આ અણુમોલ વાકયો મેં મારી જાતના ઉપયોગ માટેજ સંઘરી રાખ્યાં હતાં. પણ તે એક એકથી ચઢતાં અને રમુજી જણાયાથી તેનો લાભ સર્વ કોઇ લેઇ શકે એટલા માટે તે પુસ્તક રૂપે બહાર પાડવા મારા સુલે-અચ્છક સ્નેહી રા. રા. પ્રબતસિંહજી સવજી સોનગરા ( જાફર ગોલવાડા ફોજદાર સા૦ ) તથા જાફરના મેતા મણિલાલ જેઠાલાલ તરફથી મને ભલામણ થએ તેમની સલાહ પૂર્વક આ પુસ્તક બહાર પાડવા આકર્ષાયો જેથી તેમનો આભાર માની તેમનાં નામ આ પુસ્તકની જોડે અચળ રાખવાના ઉદેશથી આ જગોએ ઘણા હર્ષથી નોંધ લેઈ વિરામું છું. એટલુંજ નહિ પણ વીરપુર ઠાકોર દલપતસિંહ સાહેબે

અર્પણ પત્રીકા સ્વીકારવાની મેહેરબાની કરી છે તેથી તેમનો પણ ઉપકાર માનવાની આ અમુલ્ય તક ગણું છું.

છેવટે આ પુસ્તકનો સારો ઉપયોગ થશે એવી સંપૂર્ણ આશા રાખી આ લઘુ પુસ્તકની અલ્પમતીએ લખેલી ટુંક પ્રસ્તાવનાની સમાપ્તિ કરૂં છું.

| | |
|---|---|
| મુ. જાદર (ઇડર રાજ્ય) | હું છું જી. |
| વસંતોચ્છવ સંવત ૧૯૬૬ | સ્વદેશી બંધુનો આજ્ઞાકીત |
| તા. ૧૪-૨-૧૦ સોમવાર | જયચંદ મગનલાલ શાહ. |
| | ઘોડાસરવાળા પ્રકાશક. |



શ્રી કૃષ્ણ શરણ મમઃ



# રત્નોની માળા

## ભાગ ૧ લો.

---

જે પુરૂષ પર સ્ત્રીને માતા સમાન, પર દ્રવ્યને પત્થર સમાન; અને પ્રાણી માત્રને પોતાનાં સંતાન જાણે છે તેજ ધર્મ જાણનાર કુશળ પુરૂષ છે. ૧

નિતીથી વર્તતાં ડાહ્યા માણસોની ભલે નિંદાવા સ્તુતિ કરો. લક્ષ્મી પ્રાપ્ત થાઓ. વા જતી રહો. અને મરણ આજ થાઓ વા કાળાંતરે થાઓ. છતાં ચળાયમાન ન થનાર પુરૂષોજ પુંજવા યોગ્ય છે. ૨

દુર્જનનો સંગ સ્વપનામાં પણ ન કરવો. દુર્જન વિદ્યા વિભુષીત હોય. તો પણ તે સોબત કરવાને યોગ્ય નથી. કારણ કે મણિથી યુકત છતાં સર્પ સર્વથા ભય પ્રદ છે. ૩

મનુષ્ય રૂપે અવતર્યા છતાં બુદ્ધિની, નિર્મળતા ન સાચવે તો તે મનુષ્ય નહિ પણ પીચાશ છે. ૪

દુર્જનનો સંગ તજી જ્ઞાન વૃદ્ધ, ધર્મ વૃદ્ધ, તથા વિદ્યા વૃદ્ધ હોય, એવાનો અભીપ્રાય લેઈ કામ કરવું, અને પછી તેમાં શીત, તાપ. ભય પ્રેમ, સમૃદ્ધી અસમૃદ્ધી, ઇત્યાદી લાભા લાભ સુખ વાકષ્ટ અને ઉપાધીઓ અનેક આવે, તો પણ અડગ રહેવું—હાથ ધરેલું કાર્ય ન છોડવું. ૫

સુખથી હરખાવું નહિ. અને દુઃખથી ગભરાવું નહિ સુખ મળ્યાથી આનંદ તરંગમાં તરનાર દુઃખનો દીવસ દ્રષ્ટિએ દીઠાથી દીલગીરીમાં ડુબી જાય છે. ૬

પારકાં પોતાનાંની પરિક્ષા પ્રસંગેજ થાય છે, જ્યાં લગી પ્રસંગ ન પડે ત્યાં લગી. પ્રત્યેક પોતાવહ દેખાય છે. પણ છેવટ લગી છોડે નહિ. એવા તો વિરલાજ નિવડે છે. સસ્ત્ર સજી ફરનારા સઘળા રણ સંગ્રામમાં વિરહાક વગાડતા નથી ત્યાંતો રણુરંગ ખેલનાર જવલ્લેજ જયમાળ પહેરવાને આગળ પગલાં ભરવાની ઉત્સુકતા બતાવે છે. ૭

જે ધંધો કરો તે લાભવાળો ને ઇજતવાળો બંને પ્રકારનો હોવો જોઇયે, લાભવાળો હોય પણ નો ઇજત વિનાનો હોય તો તે નિરૂપયોગી છે. ૮

પોતાની આજ્ઞા પ્રમાણે ચાલે તેવો છોકરો. વૃત્તિ શાય ઓછુસી વિદ્યા. નિરોગી શરીર. સજ્જનની સંગતી.

અને અતિ વહાલ દેખાડનારી સ્ત્રી આ પાંચ વાંના જેને છે તેના દુઃખનું મુળ કપાએલુંજ સમજવું ૯

સુંદર દેખાવનો પણ પોશાક હીણુ માણુસ જેમ શોભાતો નથી. તેમ વિનય વિના વિદ્યા શોભતી નથી ૧૦

કુઠામ એટલે નીર ઉદ્યમી ( નીતિ વગરના ) આમનો વાસ. કુળ વગરના નિચ માણુસની સેવા કુભોજન એટલે બળેલું ટાઢું. એંઠું. રસવગરનું મનને કંટાળો લાગે એવું જમવાનું ક્રોધ મુખી સ્રી હોય. મુર્ખ પુત્ર હોય તથા રાંડેલી દીકરી હોય. એ છ પ્રકારનાં દુઃખ કાયાને વગર અગ્નિએ બાળે છે.

હરેક માણુસને કરકશર કરવાની પુરી જરૂર છે પણ લક્ષમાં રાખવું કે કર કસરતા એટલી બધી વધી ન જાય કે અંતે લોભી કહેવાઇએ. ૧૨

જે કોઇ તમારી નિંદા કરે તેને કરવા દો. ગુસ્સે ન થતાં, પહેલાં તે વિષે વિચાર કરો કે તેમાંથી કાંઇપણ તમને લાગુ પડે છે. જો તેમાં તમારી કોઇપણ કુટેવ માલુમ પડે તો તેને તજવા વેળાસર યત્ન કરો,

ધનથી પુત્ર પ્રીય છે. ને પુત્રથી પોતાનો દેહ પ્રીય છે. અને પોતાના દેહથી પણ ઇંદ્રિયો પ્રીય છે. ઇંદ્રીયો કરતાં પ્રાણ પ્રીય છે, અને પ્રાણ કરતાં અધીક પોતાનો આત્મા પ્રીય છે તેથી પણ આબરૂ વધારે વહાલી જાણવી.

કાંઇપણ ઉદ્યોગ ન કરતાં નસીબ ઉપર આધાર રાખી બેશી રહેવું. એ તદ્દન ખોટું છે. નસીબથી કાંઇ થવાનું નથી. ઉદ્યોગ શિવાય નસીબ સફલ થતું નથી–

કોઇને કંઇપણ દુખ દેતાં પહેલાં વિચાર કરો કે જો તમને પણ તેજ પ્રમાણે કોઇ દુઃખ દે, તો. શું તમને વસમું ન લાગે ? ખચીત લાગે જ. માટે સદા દયાળુ સ્વભાવ રાખવો.

બાંકાં પુંકનારથી એમ માની ન લેવું કે તે બોલે છે તેટલું કરી બતાવશે. દુનિયામાં કહેનારા ઘણા છે પણ કહેવા પ્રમાણે કરી દેખાડનારા થોડા જ છે,

લાખોની લક્ષ્મી હોય, કરોડોની હર હમેશ ઉથલ પાથલ થતી હોય, ભવ્ય ભુવનો વસવા વાસ્તે હોય, ઉત્તમ વાહન અને દાશ દાસીઓ હજુરમાં હાજર રહેતાં હોય. છતાં આખો વખત પ્રવતિમાં જ પસાર થતો હોય.–ક્ષણ પણ નિવૃત્તિ નજરે પડતી ન હોય તો પછી એક ભાર વાહક પશું કરતાં એ મનુષ્યની સ્થિતિ કોઇ રીતે સારી નથી.

ગમે તો ચક્રવર્તિ ભુપત્તિ હોય, ગમે તો અનગળ દોલતનો અધિપતી હોય. અને ગમે તો એક ગરીબ મનુષ્ય હોય, પણ છેવટે સમસાનમાં સુવાનું, માટીમાં મળી જવાનું પ્રાણિ માત્રને માટે સરજાએલું છે. તો પછી "તું

નાનો અને હું મોટો " એવો ભેદ ભાવ રાખી ગર્વથી ફુલાવું શા માટે ?

પૈશાદારને ભીખારી થઇ ગએલા દ્રષ્ટે દીઠા છે. મોટા નૃપતિઓનાં નામ નિસાન પણ નજરે પડતાં નથી. રમ્ય રાજ નગરોનાં ખંડેરો ખોળ્યાં એ જડતાં નથી. એવી રીતે સ્થિતિ પલટાઇ ગયાનાં અનેક પ્રમાણ પ્રત્યક્ષ જોઇએ છીએ તો પછી સાંપ્રત સ્થિતિ સર્વોતમ સમજી ગર્વ કરવો ઘટારત નથી.

માણસને શરીરમાં ખુંચેલી એક ઝીણી સોય પણ મહા વેદનાકારી થાય છે. તો પછી પોતે પ્રાપ્ત કરેલા પાપકંટકો પ્રાણાન્તે અપાર પીડા આપે એ સ્વભાવીક છે.

અધર્મનો પક્ષ લઇને લડનાર ગુરૂને પણ જે સંગ્રામમાં હણે તેજ ક્ષત્રીય ધર્મને જાણનાર શુદ્ધ ક્ષત્રી છે.

રાજ ધર્મથી જે રાજા અજ્ઞાત હોય તેનું રાજ્ય અને પ્રજા બંનેની ખરાબી થાય છે.

નોકર ( ચાકર ) ના ગુણ કાર્યસોંપે તુર્ત માલુમ પડે, બાંધવ ( ભાઇ )ની પ્રીતી અવદસા આવે ત્યારે માલુમ પડે, મીત્રનો ખરો ભાવ કષ્ટ સમે માલુમ પડે. અને કામિની ( સ્ત્રી )ની લક્ષ્મી વિનાસે પરીક્ષા પડે છે.

સુકુ લાકડું અને મુર્ખ કોઇને નમતાં નથી ભાઇ! તમે તેમ ન કરો. તેમ કરવાથી તમને અત્યંત નુકશાન

છે. વિનયથી સર્વથા તમે જગપ્રીય થઇ પડસો વિવેક હીણુ મનુષ્ય નિંદાને પાત્ર થાય છે.

ઉપકાર ઉપર ઉપકાર કરવો એમાં કાંઇ નવાઈ નથી પણ જયારે અપકાર ઉપર પણ ઉપકાર કરીએ ત્યારે આપણે આપણી ફરજ બજાવીએ છીએ એમ જાણવું.

વિદ્યાનો મદ, ધનનોમદ, અને માણસનોમદ. ( હું મોટા કુંટુંબવાળો છું. ) એ સર્વમદ મદાંધ એટલે ગર્વિષ્ટ —હલકા મનુષ્યના છે.

કોઇની ચઢતી જોઇ અદેખાઇ ન કરો પણ તેવા થવા હર હમેશ તમારા દરજ્જાને છાજતો યત્ન કરો. ઇશ્વર તમારી ધારણાઓ પાર પાડશે,

તમારી દુર્દશા દેખી ઈશ્વરને અથવા ભાવીને દોષ ન દો, ઈશ્વર વિના અપરાધે કોઇને દુઃખી કરતો નથી. વિચાર કરશો તો માલમ પડશે કે તેમાં તમારો પોતાનો જ દોષ છે, ને તે સુધારશો એટલે તમારૂ શ્રેય થયા વિના રહેશે નહિ.

સજ્જન માણસનો અવગુણ કર્યો હોય તોપણ તેનો તે ઉચ્ચાર ન કરતાં ગુણના રૂપમાં બહાર કાઢે છે, અને દુર્જન ને ગુણ કર્યો હોય તો પણ તે દોષ રૂપી ગણે છે. એ બે વાકયો વિષ્મય પમાડે છે. જેમ સમુદ્રનું ખારૂ પાણી મેઘરાજાના મુખમાંજઇ મધુર થઇ નિચેપડે છે અને

સર્પને મધુર દુધ પાયું હોય તો પણ તેનું વિષ થઇ જાય છે. તેમજ એનું સમજવું.

જયાં સુધી આપણી ખોડ આપણુને બતાવે એવો મીત્ર આપણે નથી. ત્યાં સુધી આપણે મીત્ર વિનાના છીએ એમ સમજવું. કારણકે એવા ગુણ વિનાના બીજા તમામ મીત્રો સ્વાર્થીજ કહી સકાય.

બહુ નરમ સ્વભાવવાળા રાજાનું કોઇ માનતું નથી તેમ બહું ગરમ સ્વભાવવાળા રાજાથી પ્રજા વ્યાકુળ રહે છે. માટે રાજાએ બહું ગરમે નહિ તેમ બહું નરમે નહિ. એવો સ્વભાવ રાખવો.

શિકાર, જુગાર, દિવસની નિદ્રા; પારકી કુથલી. અને અતિ સ્ત્રી સંગ, નિસો ઇત્યાદિ વ્યસનોને વશ વર્તતાં પ્રજા રક્ષણ ધર્મ પાળી શકતો નથી. માટે રાજાઓએ તેમાં આશકત ન રહેવું.

નોકરોની સાથે છુટથી વર્તનારા, ઠઠ્ઠા મશકરી કરનારા, રાજાઓ નમાલા બની જાય છે. કારણ કે એ નોકરો રાજાનું તત્વ કળી જઇ ધીમે ધીમે રાજાને દબાવવા જાય છે. અને રૈયતનો રસ કસ ચુશી નિર્ભયતાથી પોતાનું ધર ભરવાને તત્પર થાય છે.

સાહસીક પણે ઝંપલાવનાર જય મેળવે છે તો તેનો યશ ગવાય છે. અને જય મેળવવામાં કમ ભાગ્ય નિવડે છે

તો જગતજનો તેની હાંશી કરે છે. અને તેની તે સાહસીકતા મુર્ખાઇમાં ખપે છે.

આફ્ત એ મનુષ્ય હૃદયની કશોટીનું એક અચ્છું સાધન છે. આફ્તથી મનુષ્ય બળની તુલના થાય છે. અઘાત આફ્ત તોલવાનું ધૈર્ય એજ એક તોલુ ( વજન ) છે.

મંનની સ્થિરતા મહાન સમુદ્ર પાર ઉતારવાને શક્તિવાન છે. અને મંનની વ્યગ્રતા એક ખાબોચીયામાં પણ ડુબાવી મારે છે.

ચરિત્રના પવિત્ર પણાનો આધાર સંગતી ઉપર રહેલો છે.

સ્વ અને પરનો ભેદ જોવો હોય તો ચંદન વૃક્ષ પડી જાય ત્યારે જોવાનો છે. ભમરાઓ તો જેવા આવ્યા તેવા જ ઉડી જશે. પણ પલ્લવો તેની સાથે જ સુકાશે. તેમ સ્વાર્થી મનુષ્યો લીલુ હોય ત્યાં સુધી વળગી રહે છે. ને લીલું મટયું કે સામુએ જોતાં નથી જેઓ સ્વાર્થ રહીત સ્વભાવીક પ્રેમ વૃત્તિ ધારવનારા છે તે તો સુખમાં અને દુઃખમાં સમાન વૃત્તિ ધરાવી રહે છે.

લોભ બીજી કોઈ બાબતમાં ન રાખવો. પણ ઈશ્વર પ્રસન્નતાનો તો અવસ્ય રાખવો.

શરીરનું રક્ષણ કરનારને જોઈ મૃત્યું હશે છે. ધનનું રક્ષણ કરનારાઓને જોઇ પૃથ્વી હશે છે. અને જારિણી

( વ્યભીચારી )સ્ત્રી પોતાના પતિને પુત્ર રમાડતો જોઈ હસે છે,

કુમળુ ઝાડ તથા ગુણી માણુસ નમાવ્યો નમે. પણ શુકુ કાષ્ટ અને મુર્ખ નર નમતા નથી.

દેવું કરીને ડોઝરૂ ભરવા કરતાં પેટે પાટા બાંધી પડી રહેવું ઘણું ઉત્તમ છે, થોડુ બોલવાની આદત રાખવી. કારણ કે ઘણું બોલવું એ મરતબાને ઘટાડે છે.

દોસ્ત છે તે દીલને આરામ આપનાર છે. માટે તે ઘણા પેદા કરી રાખવા. દીવો અંધકાર ખાઈ મેશ ઓકી કાઢે છે. તેમજ હમેશાં " અન્ન તેવોજ ઓડકાર " એ કહેવત બરાબર છે.

જેની કિર્તિ સારી નથી તે રૂપાળો; ધનવાન, ઉંચ જાતનો ને કુળવાન હોય તોપણ તેનું જીવતર વૃથા છે.

હસતો પણ રાજા હણે. અને દુર્જન માન દેતો પણ હણે. હાથીસ્પર્શ કરતો પણ હણે. અને સાપ સુંઘતો પણ હણે. માટે એટલાથી બ્હિને ચાલવું

જમાઇ. કૃષ્ણસર્પ. પાવક. દુર્જન. અને ભગિનસુત ( ભાણેજ )એ પાંચ જણ ઉપર ગમે તેટલો ઉપકાર કરો પણ તે વ્યર્થ છે. મતલબ કે તેઓ ગુણ માનતાં નથી.

જે પુરૂષ પર નિંદા કરવામાં મુગો છે. દોષ બુદ્ધી વડે પરનારીનું મુખ જોવાને આંધળો છે. અને પારકું ધન

હરવામાં પાંગળો છે. તેજ જગત જીત્યો એમ સમજવું.

ડાહ્યો મનુષ્ય કોઇને વખાણતો નથી, વખોડતો નથી. આપ સ્તુતિ કરતો નથી ને પર નિંદા મંનપર ધરતો નથી. આવા મનુષ્યો જગતમાં જવલ્લેજ જડે છે.

સદા સ્વદેશાભિમાની બનો અને જ્ઞાત્યાભિમાની પણ બનો.

મુર્ખ માણસનું અતિ સન્માન કરવાથી તે જેના લીધે તેનું સન્માન થયું હોય તેને જ હાની પહોચાડવા તત્પર થાય છે, હસ્તીશાળામાં ગર્દભ વસે તો ત્યાં તેને ઘણું ભોજન મળે ખરૂં, પણ એવું અતિ સન્માન થયાથી એ મુર્ખ એ ગજનેજ હણવા ઇચ્છે છે.

વાઘ ગહન વનમાં ફરે છે. સિંહ ગુફામાં વસે છે. હંસ કમળ સહીત પદ્મ વનને સેવે છે. ને ગદ્ધાં સમશાનમાં ફરે છે, સાધુ સાધુને શોધે છે નીચ નીચને ખોળે છે. એમ જેવી જેની પ્રકુતિ છે તે કષ્ટે કરીને પણ તજાતી નથી.

જ્યાં નિંદકોનો પ્રચાર છે ત્યાં કદી પણ સુખનો અવસર આવતો નથી કંટકવાળી ભુમીમાં ફર્યાથી શરીર શોરાયા વિના રહેજ નહિ.

કંગાળને પીઠ આપવી તેની ફીકર નહિ. પણ બળવાન વિરોધીને પીઠ આપવા કરતાં સંગ્રામ કરી સ્વાત્મા ર્પણ કરવાથી યશસ્વી કાર્તીદી પ્રાપ્ત થાય છે.

જેનો વિનાસ પાસે હોય એવા સર્વની મતિ ફરી જાય છે, અસ્ત કાળ સમયે સૂર્યની ગતિ નીચી ઉતરતી જાય છે.

ગોળથી મરે તેને વિષ દેવાની શી જરૂર છે ? કાંઈ નહિ, વિના યુધ્ધે શરણુ થાય તો પછી યુદ્ધ ચાપલ્ય બતાવી અનેક જીવોનો સંહાર કરવો ઉચિત્ત છે ? નહિજ

જેમ સચિવ વિનાનું રાજ્ય. હથિઆર વિનાનું સૈન્ય, નેત્ર વિનાનું મુખ, વાદળાં વિનાનો વર્ષાદ. દાન વિનાનો ધની, ઘૃત વિનાનું ભોજન, શિલ વિનાની પત્ની, સ્નેહ વિનાનો મીત્ર, પ્રતાપ વિનાનો રાજા, અને ભક્તિ વિનાનો શિષ્ય નકામાં છે તેમ ધર્મ વિનાનું મનુષ્યત્વ નકામુંજ છે,

સંપતિ તો જળના તરંગ જેવી છે, યોવન ચાર દિવસના ચાંદરણા જેવું છે. આયુષ શરદ રૂતુનાં વાદળાં જેવું ચંચળ છે. લક્ષ્મી અવિશ્વાસનીય છે, પણ ધર્મ તો અનિંધ છે. નિત્ય છે. માટે તેને સાધવો એજ આવ્યશકનું છે.

જેણે પહેલી અવસ્થામાં વિદ્યા શંપાદન ન કરી. અને બીજી અવસ્થામાં ધન સંપાદન ન કર્યું. નથા ત્રીજી અવસ્થામાં કિર્તી ન મેળવી. તે ચોથી અવસ્થામાં શું કરી શકશે ?. તેનાથી કાંઇપણ થવાનું નથી.તેનો જન્મારો મિથ્યા ( એળે ) ગયો જાણવો.

સ્વતંત્રતા માટે જે ઉધોગરૂપી શસ્ત્ર લેઇને સજ થશે

તું નથી તેના અવતારને ધીક્કાર છે. તેના મરણ પર કોઇ આંશું પાડતું નથી ને તે મર્ણું પછી ઉંધા મસ્તકે નર્કનો માર્ગ પકડશે, શું ! આ શત્ય નથી ? છેજ

દિવસના એવું કામ કરવું કે રાત્રીએ નિરાંતે ઉંઘ આવે. આઠ માસ એવું કરવું કે. ચોમાસાના: ચાર માસ નિરાંત વળે. યુવાવસ્થામાં એવું કરવું કે વૃદ્ધાવસ્થામાં પશ્ચાતાપ કરવો ન પડે. ને આ લોકને વિષે એવું કરવું કે પરલોકને વિષે ભય ન રહે.

હલકા માણસની સોબત કરવાથી માણસની બુદ્ધિ અધોગતીને પામે છે. સરખે સરખાની ભાઇબંધીથી બુદ્ધિ સરખી રહે છે. એટલે તેમાં વધઘટ થતી નથી. અને મહાપુરૂષોનો સમાગમ રાખવાથી બુદ્ધી વધે છે.

લક્ષ્મી જાય. શરીરના અવયવો ક્ષીણ થાય. દેહનો નાશ થાય, કે કોઈ વહાલાનું મરણ થાય. આ સઘળાં દુખ સહન થઇ શકે. પણ ચણા જેવડું નાક જાય તો એ દુઃખ એક સારા માણસથી કોટી ઉપાયે સહન થતું નથી. તેને મન એ સમાન મહાન દુઃખ બીજુ એકે નથી.

તમારો લેણદાર અધીરીયો અને કંજુસ રાખજો. કેમકે તેથી ઊડાઉ અને કરજદાર થતું બચી જવાય છે.

અન્ન દાન કરતાં વિદ્યાદાન ઉત્તમ છે. અન્ને કરીને થોડીવાર તૃપ્તિ થાય છે. અને વિદ્યાથી જીવતા સુધી તૃપ્તિ થાય છે.

જે પુત્રો નિતિથી દુનિયાદારીની રીતે સીધે રસ્તે ચાલી સદ્‌ગુણી થાય છે તેને દુનિયાં સપુત પુત્ર કહે છે. ને તે સપુત પુત્રનો દુનિયામાં માન મર્તબો વધી નામાંકિત થાય છે. ને જેઓ નિતિથી સિધે રસ્તે ચાલતા નથી તેઓને કપૂત પુત્ર કહે છે. તે કપૂત પુત્રને સર્વે જનમંડળ ધીક્કારે છે. માટે સપૂત પૂત્ર થવાના ગુણ રાખવા.

અપાર વિભુતીથી વિભુષિત મહાન પુરૂષોની વિભુતિ જતી રહી. વિભુતીજ રહી—વિભુતી થઇ.

અમર કોઈ રહ્યું નથી. ને રહેવાનું એ નથી. આપણે જાણીએ કે મોટા થતા જઇએ છીએ. પણ એક ક્ષણ જાય છે. તે આયુષમાં ઓછીજ થાય છે. માહાન પ્રતાપી રામચંદ્રજી કયાં છે? પરાક્રમી પાંડવો કયાં છે? સત્યસીલ હરીચંદ્ર કયાં છે? મતલબ કે કોઇને નજરે જોતા નથી. પણ એવા મહાન પુરૂષોની ધર્મ સાધના યાવત્ રહેલી છે. રહેશે.

લક્ષ્મી કોની થઇ છે? ને થવાની છે? તે ચલીત છે. પાત્રાપાત્રનો તેને ભેદ ભાવ નથી. ઘડીકમાં સમુદ્રના મોજાંની માફક ઊભરાઇ આવે છે. અને ઘડીકમાં તેણે કયાં ગમન કર્યું તેની ગમે પડતી નથી. ધર્મ આવો અસ્થિર નથી, તેતો તેના સાધકને સર્વદા સર્વથા સહાયક રહે છે. અને સુખકર છે. શાંન્તીદાયક છે.

લક્ષ્મીનું અસાધારણ ચાંચલ્ય મનુષ્યને એવે માર્ગે

ગતી કરાવે છે કે વિના અંતરાયે નિર્વીઘ્ને લક્ષ્મી અન્યસ્થાને નિવાસ કરવાને શક્તિવાન થાય. અને તેને સ્થાને પ્રસાતાપ અને અપકિર્તી મુકી જાય છે.

પ્રસિદ્ધીમાં આવતા પુરૂષોનેજ પીડવાનો દુર્જનોનો સ્વભાવ છે. તેવાઓને પીડવામાંજ પોતાનું પરાક્રમ માને છે. રાહુ, સૂર્ય તથા ચંદ્રને પીડે છે. પણ બીજા ઓછા તેજવાળા ગ્રહોને અંતરાય કરતો નથી.

દુનિયાંમાં કહેનારા ઘણા હોય છે. પણ કહેવા પ્રમાણે કરનારા ક્વચિતજ હોય છે. જેઓને વચનની કીમંત નથી. તેઓ મીથ્યા ગાજવીજથી જનસમુહને ઉત્સુક બનાવી પરિણામે એક બિંદુ પણ વરસાવતા નથી.

સ્થાનિક ભ્રષ્ટ થતાં સોભા અને ગૌરવ બન્ને ઘટી જાય છે. દાંત, નખ, મનુષ્ય અને કેસ. પોતાના સ્થાનકે જે સોભા આપે છે તેવી સ્થાન ભ્રષ્ટે આપેજ નહિ. સ્થાનકે હોય ત્યારે તેની સ્વાગત થાય છે. અને સ્થાન ભ્રષ્ટ થતાં કોઈ તેને અડતું પણ નથી.

જરૂર વિનાની ચિજ સસ્તી હોય તોપણ ખરીદ કરવી નહિ.

છુટાપણું હોય અને ગરિબી હોય તે સારી પણ પરાધીનપણું હોય ને મોટી પદવી હોય તે સારી નહિ. જે પરાધીન થયો હોય તેનું સુજ્ઞપણું, મ્હોટપણું. ધૈર્ય. અને તેવાજ બીજા મોટા મોટા સદ્ગુણો હોય, તે નકામા છે.

કેમકે તેનેતો ધણીના કહેવામાં રહી ગમે તેવું નિચું કામ કરવુંજ પડે છે.

દેશેદેશ મુસાફરી કર્યાથી, પંડીત એટલે વિદ્વાન લોકની મિત્રતા કર્યાથી, કલાવતી એટલે ગુણકાની ચતુરાઈ ગ્રહણ કર્યાથી રાજ સભામાં જવા આવવાથી, અને અનેક શાસ્ત્રના વાદવિવાદ કર્યાથી ( મનુષ્ય ગમે તેવો હોય તોપણ આ પાંચ પ્રકારો ગ્રહણ કર્યાથી ) ચતુર થવા સંભવ છે.

કોઇને નસિયત પહોચાડવા સારૂ, બીજાને શરણે જતાં ઘણો વિચાર કરવો. એકવાર જોરાવરના કબજામાં આવી પડયા એટલે પછી છુટકો થશે એવો ભરોસો રાખવો નહિ.

શ્રીમંતનું સગપણ અથવા તેની સંગત ગરિબને વિપત્તીમાં નાંખે છે. શ્રીમંતની પાડોસમાં હોઇએ તે લડો અથવા એ લડો પણ બેઉ તરફથી નાસ ગરીબનોજ થાય છે.

શત્રુ લાલચુ હોય તો તેને દ્રવ્ય આપી વસ કરવો. અહંકારી હોય તેને નમ્રતા દેખાડી તથા મધુર વાણી વડે વસ કરવો. મૂર્ખને તે કહે તેમ ચાલીને વસ કરવો. પંડિતને પુરા પ્રેમથી, અને સજ્જનને સત્ય વચનથી વસ કરવા.

જે કામને વસ થાય તે પુરૂષ મહાસુર હોય અથવા બળવંત હોય, પણ નાસ પામ્યા વગર રહેજ નહિ. તેમજ જે શત્રુના મીઠા બોલથી મોહ પામીને પોતાના

જીવનબાળાની વસ્તુ તેને હવાલે કરે છે. તેતો સર્વસ્વ ખુએ છે.

પરનારીનાં નેણુ બાંણુ જેના ચિત્તને ભેદે નહિ. અકસ્માત ક્રોધાગ્નિમાં જેનું ચિત્ત તપે નહિ. સુજન સાથે કદાપિ રોષ કરે નહિ. લોભને વસ થઇ અનિતીના પંથે ચાલે નહિ. તે પુરૂષને પંડિતો ધીર કહે છે.

જે દ્રઢ મીત્રતા રાખવાને ઇચ્છતા હોય તેણે મીત્ર સાથે સંવાદ, નાંણાંનીધીરધાર, અને ગેરહાજરીમાં એને ઘેર જવું. એ ત્રણેવાનાં વર્જ કરવાં.

જે પુષ્પમાં સુગંધી હોય તેનીજ પછવાડે ભમરાઓ ભમે છે. જે સરોવળમાં જળ હોય ત્યાંજ હંશ બેસે છે. જયાં લીલુ હોય ત્યાંજ ઢોર ચારો કરવા દોડી આવે છે. એમ જયાં સ્વાર્થ સરે તેવું હોય તેનીજ પછવાડે માણસો વીંટાઇ વળે છે. બાકી તેના તેજ માણસો હોય પણ જો પોતાનો સ્વાર્થ પાર પાડવાને તેઓ અશક્ત બન્યા હોય તો તેમનો કોઇ ભાવ પણ પુછતું નથી.

જેની કૃપા નિશ્ફળ છે અને જેનો ક્રોધપણ નિર્થક છે. તેવા રાજાને જેમ રાંડવા પતિને સ્ત્રી ઇચ્છતી નથી તેમ તેને પ્રજા ઇચ્છતી નથી.

દુષ્ટ સચીવવાળો રાજા, ને તેનો આશ્રય કરવો જડે એ બંને મોટામાં મોટાં પાતક છે.

રાજા અવિવેકી હોય. પ્રધાન ગુણુવાનોથી અવળુ

સુખ રાખતો હોય અને જ્યાં ખળ લોકોનું પ્રાબલ્ય હોય ત્યાં સજ્જનોને રહેવું સુખકર નથી—સન્માનક નથી.

અનુકુળ વખતે કોઇનું કલ્યાણ ન થયું. તો પછી પ્રતિકુળ વખતે શું થાય તેમ છે? અનુકુળતા સઘળો વખત સ્થિર રહેતી નથી.

ધનવાનો સુર્યાસ્ત થતાં સુધીમાં ધનનો સદ ઉપયોગ કરે નહિ. તો પ્રભાતે તે ધનનો ઉપયોગ તેનાથીજ થશે એમ નક્કી નથી. કેમકે કોણ જાણે પ્રભાતે તેનો માલીક કોણ થશે?

સૂર્યાસ્ત સમયે જોવું કે આજે શું સુકૃત કર્યું છે. કારણ કે સૂર્યાસ્ત કાળે આયુષ્યનો એક કટકો લેઇ જાય છે. તે પુનઃ મળતો નથી.

કાલે કરવાનું આજે કરવું. સાંજપર રાખવાનું તે સવારમાં કરી લેવું. મૃત્યુ છે તે કેટલું થયું ને કેટલું બાકી છે. તેનો વિચાર કરવા રહેતું નથી. તેતો અચાનક આવી ભેટે છે. જેથી આરંભ્યું અધુરૂં રહે છે. ને મનની મનમાં રહી જાય છે.

સૌથી સમય વધારે બળવાન છે—પુરૂષ બળવાન નથી. કૌરવરૂપી કંટક વનનો નાશ કરનાર એનોએ અર્જુન હોવા છતાં તેના રક્ષણ નિચેની ગોપીઓને કાબા લુંટી લેવાને શક્તિવાન થયા હતા.

દાતાર યાચક થઇ ગયા, દ્રવ્યેશ્વર નિર્ધન થયા ને સુવર્ણ સંઘરનાર સુપડામાં માય એટલું અનાજ પણ મેળવી

શકયા નથી. એ સઘળું વખતનું પ્રાબલ્ય છે.

રીસ ચઢે તોપણ વાકય બાણ ( મર્મ વાકય ) મુકવું નહિ. બાંણ શત્રુનો વિનાશ કરે છે અને વાકય બાંણ શત્રુના અંતરમાં વાગીને મૂકનારનો વિનાશ કરે છે. દુર્યોધને ભીમસેનને વાકય બાણે ઘાયલ કર્યો હતો. જેથી એ ભીમે દુર્યોધનાદિકનો નાશ કર્યો છે.

જે જગતસત્રુ માણસ હોય છે. તે સારા માઠા સૌની સાથે શત્રુતા કરે છે તેનો ઘાટ ઘડનાર કોઇને કોઇ પણ મળી આવે છે. જરાસંઘ રાજા જગત્ શત્રુ હતો તેને પાંડવોએ ચિરી નાખ્યો. એમ ઘણા લોકોની લાંચ લેનારનો કોઇક ઘાટ ઘડનાર મળે છે.

સંસારમાં મનુષ્યે મિત્રાચારી કરવી તે સજ્જન મનુષ્યની કરવી. કેમકે સજ્જન મનુષ્યની મિત્રતા દ્રઢ રહે છે. ને તેથી દુનિયામાં સારી આબરૂ બંધાય છે.

ધનવંત રાજવંત અને સાધારણ સ્ત્રી પુરૂષોએ અતિ આદરથી જેટલી શીખી શકાય તેટલી કળાઓ શીખવી જોઇએ કેમકે દુઃખની વેળાએ તે કળાઓ કામ આવે છે. આપત્કાળે પાંડવોએ વિરાટ રાજાને ઘેર કળાઓવડે જીવન ચલાવ્યું છે.

કોઇપણ માણસે કોઇપણ જાત અથવા માણસ ઉપર વેર કરવું નહિ. નંદરાજાએ ઘણા વરસો લગી. પ્રજા સાથે વેર કર્યું. તો તેથી ચાણાકય બ્રાહ્મણે માત્ર સાત દિવસમાં

રાજ્ય ભ્રષ્ટ કરીને એનું રાજ્ય ચંદ્રગુપ્તને આપ્યું.

જ્યારે ભારે દુઃખ પડે. મહિ તળે દુષ્કાળ પડે. રોગે કરી શરીર પીડીત થાય. શત્રુ તરફની અતિશય ભીતી થાય. રાજદ્વાર તરફની આફત આવી પડે. અને સમશાન ભૂમીએ જવા વખત આવે ત્યારે જે સહાય કરે એ સાચો મિત્ર જાણવો.

અંગ બળથી જે કાર્ય ન સાધી શકાય. તે બુદ્ધિ બળથી સાધી સકાય છે. તારયંત્ર. અગ્નિરથાદી. બુદ્ધિબળનાં પ્રત્યક્ષ પ્રમાણો છે.

ધનુર્ધારી બાણ મુકે તે એકાદને હણે કે ન પણ હણે. પરંતુ બુદ્ધિમાંને યોજેલું બાણ રાજા સહીત આખા રાજને હણવાને શક્તિમાન છે.

યુકતી એજ કે "સાપ મરે નહિ ને લાકડી ભાગે" સામાનો વિનાશ કરતાંની સાથે આપણો પણ વિનાશ થાય એ યુકિત ન કહેવાય.

મનુષ્ય અને મોતીનું પાણી ઉતર્યા પછી પુન ચઢતું નથી. શરીતામાંથી વહી ગયેલું પાણી પાછું આવી શકતું નથી.

પોતાના સામર્થ્યનું પાણી કાઢી નાંખવાથી શત્રુઓ જેટલા ભયભીત થાય છે. તે કરતાં પાણી કેટલું છે તે ન કરવા દીધાથી શત્રુઓ વધારે ભયભીત રહે છે.

જે જેનાથી હાર પામ્યો હોય તે તેનાથી ભડકતો રહે છે. હાથી સિંહના સ્પર્શવાળું જળ હોય તેને પણ અડકતો નથી. સાપનું કરડેલું દોરડીથી બીએ છે.

શ્રવણ, ગાય, વચ્છ, સ્ત્રી, બાળક, વૃદ્ધ, રોગાર્ત, એટલાને ડાહ્યા માણસે જીવથી મારવાં નહિ.

ભક્ષણ ન કરવામાં આવે તો તે રક્ષણ કર્યા બરાબર છે. અનર્થ ન થાય તો તે અર્થ સુધાર્યા તુલ્ય છે. હાની કરવામાં ન આવે તો ત લાભ આપ્યા બરાબર છે.

સુકવિનું શબ્દ સૌભાગ્ય તે સત્ કવિજ જાણી શકે છે. બીજા જાણી શકતા નથી. જે ઉત્તમ કળાવાન છે. તેજ કંકણના નકશીની પરિક્ષાને કીમત કરી શકે છે.

રાજાનું નામ કવિ વિના અમર થતું નથી. ને કવિની કિર્તિ પણ રાજાશ્રય વિના પૃથ્વીમાં વિસ્તરતી નથી.

કિર્તિ કરતાં લક્ષ્મી વધારે પ્રીય છે એવો કૃપણ મનુષ્ય કવિતાને સાંભળતોજ નથી. નપુંસક પાસે આવેલી કુરંગ નયની ( સ્ત્રી ) નિરાસજ જાય છે.

## આ ખુશ ખબર વાંચો !

જો તમારાં ભાવી સંતાનોને. નિતીવાન, સ્વદેસાભીમાની, જ્ઞાત્યાભીમાની, તથા સંપીલાને વિવેકી બનાવવા ઈચ્છતા હો.—તમારી વહુ દીકરીઓ અને બેનોને એક ઉત્તમ અનુકરણીય ગ્રહણી કરવા ઇચ્છતા હો તો વાંચો !

# વિધવાનો રત્નહાર.

શ્રી વલ્લભ.

પદ્યમાં—રાગ કલ્યાણ.

શ્રી જગત્ પતિ—એ રાગ.

સુણો સ્નેહે સૌ સતી, કરી નિર્મળી મતિ;
નિતિ વિધવાતણી, આ વંદી શ્રી પતિ. એ ટેક.

બાળપણામાં રંડાપાનું, દીધુ દૈવે દુઃખ;
શિયળભંગ થાય કદી તો, લજાય માની કુખ. સુણો. ૧
સુખ દુઃખ આવે જાય પણ, જોવું આપણું કુળ;
એકાંત અને અંધારૂ છે, અનિતિનું મુળ. સુણો. ૨
વૃદ્ધને તો પીતા ગણીયે. લક્ષ્મી નરકની ખાઈ;
જુવાન બાળ હોય તેતો, છે સહોદર ભાઇ. સુણો. ૩
પર પુરૂષ અને પર મંદિરનો, કરીએ નહિ સંગ;
અસુર સવારે અને અગોચર, જઇએ નહિ ગંગ. સુણો. ૪
માના જણ્યા સાથે હસી, દેખાડીએ નહિ દંત;
સંતોષ રાખી મંન વાળેથી. આવે દુઃખનો અંત. સુણો. ૫
હાથોહાથ તાળી ન દઇએ. હોય ભાઈ કે તાત;
કસોટીએ સુવર્ણ ચઢાવ્યુ, છાની નવ રહે જાત. સુણો. ૬
સોનું રૂપું રંગતજી, ધરો શિયળ શણગાર;
નાકકટ્ટા આભૂષણ રાખે, એ ધીકકતા અંગાર. સુણો. ૭
મેળો જાન કે જાત્રાએ, જ્યાં ઘણાં માણસ જાય;

દર્શન કરવા મંદીરમાં ન જાવું ભીડ જો થાય. સુણો. ૮
શિયળ તે છે સાપનો ભારો. ખેલવું ખાંડાધાર;
પર સેરીએ ગરબો ગાવા, જાતાં મનડું વાર. સુણો. ૯
લગ્ન હોળી ગોઠ્યોમાં પણ ભુંડાં ગીત ન ગાવ;
પાછળ લોકો વાત કરેને, બુડે કુળનું નાવ. સુણો. ૧૦
પતિ વિદેસે તજવાનાં છે, સ્વાદ સેજ શણગાર;
વિધવાએ વધતું તજવાનું, કંકુ કાજળ ખાપ. સુણો. ૧૧
મંન ભટકતું જેનું રહેતે, માણસ નહિ મંજાર,
મીરાંએ પરણીને તુરત, ભાગી આ જંજાળ. સુણો. ૧૨
ગંધારી કૌરવનીમાતા, રાજા પણ પતિ અંધ;
સુખ સંસારમાં તુચ્છ ગણીને, લોચન કીધાં બંધ. સુ. ૧૩
સાવીત્રીએ સંતોષ રાખ્યો, જુઓ સતીયોનાં કૃત;
આજે પણ ઉમંગે ધાયે, વડસાવીત્રી વૃત. સુણો. ૧૪
જુઠી કાયા જુઠી માયા, જુઠો આ સંસાર;
પ્રભુ સાથે પ્રિત કરોતો, ઉતારે ભવ પાર સુણો. ૧૫
શીયળ સાચવી કુળ અજવાળો. આ પૃથ્વીની મહી;
જયચંદે શિખામણ એવી, સ્વ ઇચ્છાને [1] કહી. સુણો. ૧૬

ગીતી.

ભક્તિકે વેરભાવે, આવ્યું છે હરીભજવાનું ટાંણું;
જંજાળ છુટે ભવની, માગ્યું નથી મળતું ખરચે નાણું. ૧૭

---

૧ પોતાની બેનનું નામ છે એનોબીજો અર્થ પોતાનીમરજીથાયછે.

માયા તૃષ્ણા ગએથી, કુળ તરશે પિતા સસરા કેરૂં;
સમજુને સહેલું છે, મુરખને મંન તૃણુ તેતો મેરૂ. ૧૮
છેવટની શિખામણ, પ્રાણ જાએ, પણ શિયળ સાચવજો,
મરણ સર્વને માથે, કાચી કાયાનો ભરોસો નવ કરજો. ૧૯

દોહરો.

સહાય થજો આ સૃષ્ટીમાં, ડાકોરવાળા દેવ,
વિધવાની વા'રે ચઢો, રણછોડજી તતખેવ. ૨૦

શાંન્તી શાંન્તી શાંન્તી



# શ્રી હરી.

## નવીન વધામણી.

જરા નિચેની હકીકત વાંચવા તરફ ધ્યાન આપો. એથી લુટાઇ જવાનો કે ફસાઈ પડવાનો બીલકુલ ભય સમજશો નહિ ! ! !

સાકરનો ગાંગડો આપી, દાગીનો કાઢી લેવાની આ રીત છે. એમ ધારતા ના ! ! !

મફત—નજીવી કીમ્મતે—પાણીના મુલ્યે—મફત

છપાય છે ! છપાય છે ! છપાય છે ! !

થોડી મુદ્દતમાં બહાર પડશે.

## લક્ષ્મી અને મેના

અથવા

આર્યોના સદ્દગુણ દુર્ગુણનો આબેહુબ ચિતાર

## ભાગ ૨ જો.

---

એ નામની નવલ કથાના પુસ્તકનો પ્રથમ ભાગ અમારા તરફથી ટુંક મુદતમાં બહાર પડયો છે. તેમાં આર્યોના સદ્દગુણ દુર્ગુણનું મનોવેધક કરૂણા ભરી સૈલીમાં વર્ણન કરવામાં આવ્યું છે એ પુસ્તક જેણે જેણે વાંચ્યું છે તે તમામ એકે અવાજે વખાણ કરે છે. થોડાજ સમયમાં તેની પ્રથમાવૃતી ખલાસ થઇ ગઇ. જેથી બીજી આવૃત્તિ કાઢવાના તૈયારી ચાલે છે. એટલુંજ નહ પણ તેનો બી જો ભાગ તાકીદે બહાર પાડવા અમારા સુર-

ખ્ખીઓ આશ્રયદાતાઓ, અને કદરદાન ગ્રાહકો સુચના સાથે આગ્રહ અને ભલામણ કરવાથી જેમ બને તેમ તાકીદે સદરી પુસ્તકનો બીજો ભાગ બહાર પાડવાની વેતરણમાં છીએ આ પુસ્તક પણ પ્રથમ ભાગની માફક ગુણ, કદ, અને ઉપયોગીતામાં વખાણવા જેવું છે. અંદરના વિષયો એવાતો સમયો ચિત્ત ભાષા અને સૈલીમાં વર્ણવ્યા છે કે એક વખત વાંચનારના મંનપર તે સજ્જડ અસર કરે તેવા છે. ગુણવાનો અને વિદ્વાનો બેહદ તારીફ કરે છે. ઉંચા ગ્લેઝ કાગળ ઉત્તમ છાપ. પાકુ પુઠું અને લગભગ ૨૫૦ પૃષ્ટ હોવાથી ગ્રહમંદિરની લાઇબ્રેરીની શોભામાં વૃદ્ધી થતાંની સાથે પોતાનાં પુત્રી પુત્રાદીક સંતાનોનો સન્માર્ગ દર્શક અનુભવી શિક્ષકની ગરજ સારી ઉત્તમ બોધ આપી શકશે. માટે આવી લાભની બાબતમાં કંજુસાઇ કરવી વ્યાજબી નથી. આશા છે કે દરેક સ્વદેશી બંધુ પોતાને માટે એકેકી નકલ ખરીદી અમારા સાહસ અને ઉત્સાહને ઉત્તેજન આંપશે. કીમત અગાઉથી ગ્રાહક થનાર પાસેથી બાર આના અને પાછળથી ૧—૦—૦ પોષ્ટ જુદું. નામ નોંધવાનું ઠેકાણું.

ભોગીલાલ મગનલાલ શાહ
સાચોદર. પોષ્ટ. છલોલ
અમનગર થઇને

કર્તા
જયચંદ મગનલાલ શાહ.
ઘોડાસરવાળા મુ. જાદર.
પોષ્ટ દાવડ અમનગર થઇને

# રત્નોની માળા અંક ૨ જો.

---

જે માણુસ ઇશ્વર ઉપર વિશ્વાસ રાખે છે. તે કદી પણુ વિનાશ પામતો નથી. સર્વ મનુષ્યનો જો ઇશ્વર ઉપર પૂર્ણ વિશ્વાસ હોય, તો પૃથ્વીમાં કોઇ દુઃખ શોકથી કાયર થાય નહી.

પવિત્ર અને નિર્વિકારીમંન સર્વોત્તમ ઉપદેશક છે. ઇશ્વર સર્વોત્તમ બંધુ છે સમય સર્વોત્તમ શિક્ષાદાતા છે. અને આ જગત સર્વોત્તમ ગ્રંથ છે.

તમે જ્યારે મનુષ્યનાં દુઃખ દુર કરવા પ્રયત્ન કરતા નથી. ત્યારે ઇશ્વરની પાસે પ્રાર્થના કરશો નહિ કે "હે ઇશ્વર! મનુષ્ય જાતીનું દુઃખ દુર કરો" કેમકે એવી પ્રાર્થના કરવાને તમે યોગ્ય નથી.

જો સુખ અથવા દુઃખ, પ્રીય અગર અપ્રીય જે જે થાય તે હૃદયે હારી ગયા વગર વખતને માન આપી સહન કરવું. શું! "દુઃખ સહું માણુસ અને ભૂખ સહું ઢોર" એ કહેવત ખોટી છે? નથીજ

વિપત્તી કાળે ધૈર્ય રાખવું. ઊદય કાળે ક્ષમા રાખવી. સભાને વિષે વાક ચાતુર્ય રાખવું. સંગ્રામને વિષે

પરાક્રમ બતાવવું. યસને સારૂ ઘણી ઈચ્છા રાખવી, અને બીજાનું દુઃખ સાંભળી તથા જોઈને દુઃખી થવું, એ મહાન પુરૂષોના જાતિ સ્વભાવ હોય છે.

પ્રજાનું રક્ષણુ કરવું. દાન કરવું. યજ્ઞ કરવો. વિદ્યાભ્યાસ કરવો. અને વિષયોને વિષે આશક્તિ રાખવી નહિ. એ ક્ષત્રીનાં ( રાજાનાં ) કર્તવ્ય કર્મ છે.

સર્વ રાજ્ય સામગ્રી, ( ફોજ, ધન, કુટુંબાદી ) વાળા ઘણા રાજાઓ અવિનયથી નાશ પામ્યા છે, અને વંનમાં વસનાર રાજા પણ વિનયથી રાજ્ય પામ્યા છે.

સજ્જન માણુસને ઘણું ઘણું દુઃખ પડે છે તે સહન કરે છે. પરંતુ દુર્જનની સાથે તેની તુલના કરવામાં આવે તો તેથી તેને અતિશય કલેસ થાય છે.

પ્રત્યેક માણુસે પોતપોતાની સ્થિતિ પ્રમાણે, ખાવું, પીવું, પહેરવું, ઓઢવું. અને બીજા સઘળા વૈભવો ભોગવવા એ સસાર વ્યવહારમાં ઉત્તમ છે. પરંતુ તેમાં માત્ર લોક રૂઢી, દેશચાલ, તથા નિતિ અને શાસ્ત્રનું ઉલંઘન થવા દેવું નહિ. શાસ્ત્રમાં એટલે સુધી કહેલું છે કે વખતે શાસ્ત્રનું ઉલંઘન થાય તેની ચિંતા નહિ. પરંતુ લોક રૂઢી વિરૂદ્ધ કાંઈ કામ સંસાર વ્યવહારમાં કરવું નહિ.—એવી બાબતમાં જોશી શાસ્ત્ર કરતાં ડોશી શાસ્ત્રને વધારે માન આપવું.

મુર્ખ માણુસને ઉપદેશ કરવો. એ તેને ગુસ્સે થવાનું કારણુ થઈ પડે છે. સર્પને મધુર દુધ પાયું હોય તો પણુ તેથી વિષની વૃદ્ધીજ થાય છે.

કલ્પવૃક્ષથી સુસોભિત એવું ખાંડવ વંન અર્જુને બાળી નાંખ્યું. હનુમાંનજીએ સુવર્ણમય લંકાં બાળી. અને શંકરે લોકોના સુખનું સ્થાન જે કામવાસના તે ભષ્મ કરી. પણુ લોકોને દુખદાયક જે દારિદ્ર તેને તો કોઇએ પણુ બાળી નાંખ્યું નહિ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, સાધારણુ કામ સર્વ કોઇ કરે. પણુ અસાધારણુ કરનાર વિર્લાજ હોય છે.

સત્પુરૂષો છે તે લોકોને સંતોષ પમાડવા સારૂ પોતે અતિકષ્ટ વેઠીને સંગ્રહ કરેલા દ્રવ્યનો પણુ ત્યાગ કરે છે.

ગંગાદી સકળ નદીઓનાં પાંણી પોતામાં ભળે છે. અને રત્નોના અંબાર જેવો સોભાયમાન દેહ છે. તે છતાં સમુદ્રને જરાએ ગર્વ થતો નથી. પરંતુ દેડકો એક નાના ખાબોચીયામાં રહી, અતિશય હર્ષ પામી સકળ સૃષ્ટીમાં પોતાને શ્રેષ્ટ માનીને માત્સર્યથી હું કોણુ ! હું કોણુ ! ( મારા જેવો જગતમાં કોઇ નથી ) એમ બુમો પાડ્યા કરે છે.

સર્પના દાંતમાં ઝેર હોય છે. માખીના માથામાં ઝેર હોય છે. વિંછીની પુછડીએ ઝેર હોય છે. અને દુર્જ-

નનું આખું શરીર ઝેરમય હોય છે. મતલબકે દુર્જનનું આખું શરીર ઝેર રૂપ છે.

મિત્રને નિષ્કપટપણાથી, શત્રુને નિતિથી, કૃપણને ધનથી, ઈશ્વરને ભક્તિથી, બ્રાહ્મણને આદરમાંનથી, સ્ત્રીને પ્રીતિથી, બંધુ વર્ગને સમથી, દુષ્ટને સ્તુતિ કરીને, સજ્જનને નમ્રતાથી, મુર્ખ નેવાતો કરીને, ડાહ્યા પુરૂષને વિધ્યાથી, રસિક જનને રશાનુંવાદથી અને સર્વ જનને સીલ—સુસ્વભાવથી વશ કરી શકાય છે.

પવિત્ર અને મહુત કામનું ઇનામ બહારની વસ્તુઓથી મળતું નથી. પણ તે અંતઃકરણમાં મળે છે.

માતાપિતા બેન અને ભાઇઓનો ત્યાગ કરી, જે માણસ સ્ત્રી તથા ધનને વશ થઈ જાય છે. તેને નરકમાં મોકલવો, એવુ યમ ગીતામાં કહેલું છે.

પરમાર્થી કામ કરતાં વખતે કોઈ તરેહની વિપત્તિ આવી પડે. તો તે વિપત્તિના દુઃખથી કંટાળી ન જતાં કર્યાં જવું. કેમકે સારૂં કામ કરવા જતાં સંકટમાં આવનારનું મંન જો દ્રઢ હોય, તો ઇશ્વર તેના મંનના મનોરથ અંતે પુરા પાડે છે. માટે તેવા કાર્યમાં સંકટથી પાછા હઠવું નહિ.

ગુણીજન અને રૂડી બુદ્ધિવાળાનેજ માન આપવું યોગ્ય છે કદી અવગુણીને આપવું નહિ. ગુણીજનને દાન આપ્યા સારૂ ફળ થાય છે. જેમ સમુદ્રનુ પાણી મેધના મુખે-જઈ મીઠું થઇ, આ ભુમંડળની સર્વે સ્થાવર જંગમ

અને મનુષ્યજીવનું જીવન થઈ પડે છે. અને ભૂમી પર પડી કોટયાંન કોટી ગુણુકરી પાછું સમુદ્રમાંજ જાય છે. આ દ્રષ્ટાંત સર્વે ધ્યાનમાં રાખવું.

અમંગળ અને અસત્યની સાથે નિરંતર સંગ્રામ કરી. તેમનો ત્યાગ કરવો. દુર્બળને બળ આપવું. આંધળાને દ્રષ્ટી આપવી. આશા વગરના માણુસને આશા આપવી. અજ્ઞાનંધકારને જ્ઞાનનો પ્રકાશ કરવો. એ સર્વ નિઃસ્વાર્થી ભાવેથી કરીને સંતોષ માનવો. એ આપણુ જીવનનું કાર્ય છે.

દ્વેસભાવ દુર કરીને પ્રેમને અંગીકાર કરો. કેમકે ઇશ્વરના પવિત્ર રાજ્યમાં દ્વેસભાવવાળા માણુસને ઘણું દુખ સહન કરવું પડે છે.

અસંખ્ય મનુષ્યના ઉપર સત્તા ભોગવવી. એ મોટાઇ નથી. પણ અસંખ્ય માણુસની સેવા કરવી એજ ખરૂં મહાનપણું છે.

કવિઓ કાવ્ય કરે છે પણ તેની પ્રસંસા ચતુર પુરૂષોથી થાય છે. તેમજ વૃક્ષોથી ફુલ ઉત્પન થાય છે પરંતુ તેની સુગંધનો પ્રચાર વાયુથી થાય છે. મતલબકે વાડ વિના વેલો ન ચઢે.

પૂર્વે કરેલા હિતનો ઉપકાર વાળવાના બદલામાં નિંદા કરે અથવા માઠુ તાકે. એટલુંજ નહિ પણુ માન ભંગ કરવા ઉપાયો શોધતો ફરે તે લક્ષણો કજાત મનુષ્યનાં

હોય છે. માટે એવા કજાતથી દુર રહેવું. નહિ તો પરિણામે હાની થાય છે.

અષ્ટાદશ પુરાણોનું તત્વ શોધી કાઢતાં એવું માલુમ પડયું છે કે પરોપકાર કરવો એજ પુન્ય. અને પારકાને પીડા કરવી તેજ પાપ જાણવું.

અધમ નર ધંનને ઇચ્છે છે. મધ્યમ નર ધંનતથા માનને ઇચ્છે છે. અને ઉત્તમ મનુષ્ય માનનેજ ઇચ્છે છે. કારણ માન એ ધન રૂપી ખાણ છે.

દ્રવ્ય પ્રાપ્ત થયા છતાં જે તેનો ઉપભોગ કરતો નથી—એટલે દાન કરતો નથી. અને પોતે ખાઇ પીઇને સુખ માણતો નથી. તેનું તે દ્રવ્ય નથી. જેમ ખેતરનો પાક સાચવવાને ઘાસનો પુરૂષ કરી મુકયો હોય તે જેમ કેવળ બીજાને માટે ધાન્યનું રક્ષણ કરે છે, તેમ ભોગવે તે ભાગ્યશાળી.

અતિ પરીચયથી અવજ્ઞા અને દરરોજ જવાથી. —મળવાથી અનાદર થાય છે. જેમ મલ્યાચળ પર્વત ઉપર વસનારી ભીલ સ્ત્રી ચંદનનાં લાકડાં બાળવાના કામમાં લે છે.

સ્પર્શ કરવા દે તે છતાં હાથી મારે છે. સુંઘીને રમે તે છતાં સાપ કરડે છે. હસતો પણ રાજા વિનાશ કરે છે. અને દુર્જન આપણને માન આપેછે, છતાં પણ તેનાથી હાની થાય છે. મતલબકે હાથી. સાપ. રાજા અને

દુર્જન ખુશીમાં હોય ત્યાં સુધી સબંધીઓની સાથે સારી રીતે વર્તે છે. પરંતુ કાંઇ કારણસર તેઓ કોપાયમાન થાય તો પોતાના જાતી સ્વભાવ પ્રમાણે જીવનું જોખમ કરે ખરા. માટે એમની પ્રસંન્નતાથી છેતરાઇને ગાફલ રહેવું નહિ.

રામને દેસ ત્યાગ, બળીનું પાતાળમાં ચંપાવું. પાંડવોને વનવાસ, ઋષીઓનું મરણ, નળરાયનું રાજયભ્રષ્ટ થવું, લંકાપતી રાવણનું કારાગ્રહે પડવું ને મૃત્યું થવું, આ બનાવો પરત્વે વિચાર કરતાં કાળની ખુબી અલૌકિક જણાય છે. થવાનું મીથ્યા થતું નથી. નહિ થવાનું થતું નથી. કાળની ગતીજ વિલક્ષણ છે. તેના સામે થવાને કોઈની સહાયતા કામની નથી.

વિપત્તિ પાસે આવવાની હોય ત્યારે મતીની ગતિ વિપરીત થાય છે અને તેથી ધર્માધર્મ કે સત્યાસત્યનું ભાન રહેતુ નથી. દસાસને ( રાવણે ) પરદારાનું હરણ કરતાં દોષ ન ગણ્યો. મહાત્મા શ્રી રામચંદ્રે અરણ્યના સુવર્ણ મૃગનો અસંભવ ન વિચાર્યો. સત્ય વૃત્તી શ્રી યુધીષ્ટરે ધૃત રમવામાં મહા અનર્થ ન માન્યો, એ "વિનાશકાળે વિપ્રીત બુદ્ધી " નાં પ્રત્યક્ષ પ્રમાણો છે.

વિપ્રીત દશા આવે છે ત્યારે રિદ્ધી સિદ્ધી અને સમૃદ્ધી એ સઘળું નિષ્પ્રયોજન લાગે છે. વાયુ અવાસ

વાળતો હતો. રૂતુઓ પુષ્પ સામગ્રી આપતી હતી. યમ-રાજ મહિષીની સહાયતા વડે જળ ભરવાનું કાર્ય કરતો હતો. બ્રહ્મા પુરોહીતનું કામ બજાવતા હતા. ગ્રહ માત્ર ખાટલાના પાયે બાંધેલા હતા. સ્વચ્છતા રાખવાનું કાર્ય અગ્નિદેવના સ્વાધીનમાં સોંપેલું હતું. ચામુંડા તલરક્ષિકા હતી. સર્પો પોતાના શિરના મણી વડે ભવ્ય ભુવનોને પ્રકાસિત રાખતા હતા. રસોઇઆનું કામ સુર્ય બજાવતો હતો. ઈંદ્રને પરાજય પમાડનાર મહા સમર્થ પુત્ર હતો. લંકા જેવી અનુપમ નગરી હતી. સમુદ્રની ખાઇથી સુરક્ષિત હતી. દેવ માત્ર દાસ હતા, મહા પરાક્રમી બંધુ હતો. જળ વર્ષાવનાર મેઘ આજ્ઞાધીન હતો. વિભીપોષકનું કાર્ય બજાવતો હતો. આટલું છતાં પણ એ રાવણ રાજા વિપ્રીત દશાના પંજામાંથી છુટયો નહિ. એજ તેનું અતુલ્ય પ્રાબલ્ય બતાવે છે.

સ્ત્રીએ ખંડીત કર્યા એમ માનવાનું કારણ નથી. રામ રાવણાદીક પણ સ્ત્રીથીજ ખંડીત થયા છે. તુમુલ્ય પ્રસંગોની ઉત્પતીનું કારણ અને વિનાશનું મુળ સ્ત્રીજ છે. કૌરવો અને પાંડવોનો વિનાશ દ્રૌપદીથી થયો. રાવણના કુટુંબનો ક્ષય સીતાથી થયો, માટે સ્રી રૂપી શકિત જોગણી સ્વરૂપે સકળ સૃષ્ટીમાં સંહારક છે.

ઇચ્છા રાખનાર પુરૂષે નિચ પાસેથી પણ સારી

વિદ્યા, શત્રુ પાસેથી પણ સદાચાર. ચંડાળ પાસેથી પણ ઉત્તમ ધર્મ, અને હલકા કુળમાંથી પણ ઉત્તમ કન્યા હોય તો તે ગ્રહણ કરવાં.

વિષમાંથી અમૃત, બાળક પાસેથી પણ સારી વાણી, તથા ગંદી વસ્તુમાંથી પણ સુવર્ણ હોય તો તે ગ્રહણ કરવાં.

કુમિત્ર હોય કે સુમિત્ર હોય. પણ તેનો વિશ્વાસ કરવો નહિ. કારણ જો કદી મિત્ર કોપે તો આપણા સર્વ ગુહ્યનો પ્રકાશ કરે.

ગુણીજણને પોતાના ગુણનાં વખાણ થાય તે સુખાકારી ખરૂં, પણ પોતાના ગુણનાં પોતેજ વખાણ કરેથી સુખાકારી થતાં નથી.

ચંદનના ઝાડના ભારને વહન કરનાર ગધેડો ભારને જાણનાર, પણ ચંદનને જાણનાર હોતો નથી. તેમ જો ઘણાં શાસ્ત્ર ભણી અર્થમાં મુઢ હોય તો તે ગધેડાની પેઠે ભાર વહન કરનાર સમજવો.

રાવણે પરસ્ત્રી હરણ કરવામાં દોષ કેમ ન જાણ્યો ? રામે સોનાના મૃગનો અસંભવ કેમ ન વિચાર્યો ? યુધીષ્ટર પાસાના દુતે કરી અકસ્માત અનર્થને કેમ પ્રાપ્ત થયા ? આ ઉપરથી સિદ્ધ થય છે કે પાસે આવેલી વિપત્તિ વડે મુઢ થએલા મનવાળા મનુષ્યોની મતિ ઘણું

કરી ક્ષીણ થાય છે.

મણિથી સોભીતો નાગ હોય તે જેમ ભયને કરનારો છે. તેમ દુર્જન વિદ્યાથી સોભીતો હોય તો પણ તેથી આગું રહેવું. કેમકે તે સર્પના સરખો ભય કરનારો છે.

નમ્રતા કોના આગળ કેવી રાખવી તે રાજ પુત્ર પાસેથી શિખવું. કારણ તેને બાળપણથીજ અભ્યાસ રખાવવામાં આવેલો હોય છે. સુભાષિત ભાષણ પંડિત પાસેથી શિખવું. જુગારી પાસેથી જાઠું કેમ બોલાય તે શિખવું અને કપટપણું સ્ત્રી પાસેથી શિખવું.

રાજા, વેશ્યા, યમ, અગ્નિ, તસ્કર, બાળક. યાચક અને આઠમો ગામનો દુષ્ટ ( ચાડી કરનાર ) એ પારકુ દુઃખ જરા પણ જાણતાં નથી.

મોટાઓ પણ કવચિત્ત વિવેક વિહીન હોય છે. સમુદ્ર હલકાને માથે ચઢાવે છે અને ભારે (વજન)ને નિચે નાંખે છે.

વચન કળા એ કલ્પ લત્તા સમાન છે. તે ઇચ્છીત ફળ અપાવે છે વપુ, વચન, વસ્ત્ર, વિદ્યા. અને વૈભવ એમ પાંચ વકારથી નરની ઉન્તી થાય છે.

હિતની ઇચ્છા રાખનારાએ વેરીનું પણ વિરૂદ્ધ બોલવું નહિ. એક સહજ હુંકારાથી પણ માણસને ખોટું

લાગે છે. તો પછી કટુ વચનથી લાગે એમાં આશ્ચર્ય શું.?

સાધુ પુરૂષો પોતાના જાતી સ્વભાવથીજ પર હિતાર્થે કેડ કસી તૈયારના તૈયાર રહે છે. સૂર્ય ત્રીલોકનો અંધકાર હરે છે. વૃક્ષો પોતાની છાંયા વડે પ્રવાસીઓને શિતલતા પમાડે છે. મેઘ વૃષ્ટી કરી સૃષ્ઠીને સંભારે છે. વાયુવ્યંજન કરી ત્રીતાપ નિવારે છે. તેઓને કંઇ પ્રાર્થના કરવી પડતી નથી. પણ તેઓ પોતાના જાતી સ્વભાવ પ્રમાણે સ્વભાવીક ઉદારતા દર્શાવે છે.

પુત્રનો લાભ એ કંઇ સઘળે પ્રસંગે સુખ કરતો નથી. કેટલાક નંદન ચંદનની પેઠે સુયશ—સત્કીર્તિ ફેલાવવાનેજ પ્રગટ થાય છે, કેટલાક કુંદન જેવા જગતને વંદન કરવા યોગ્ય નિવડે છે. કેટલાક કુળના ઉચ્છેદન માટેજ ઉત્પન્ન થાય છે. કેટલાક જગતમાં કંટક રૂપી થઇ પડે છે, એટલે પુત્રની પ્રાપ્તિએ આનંદ માંનવા યોગ્ય નથી. પણ તેનું સુપુત્ર પણું પ્રકાશીત થાય. ત્યારેજ આનંદ માંનવાનો છે.

દીપક તેજકે જે આખી શ્રષ્ટીમાં અજવાળુ કરી શકે, જન્મ્યો તેજકે આખા કુટુંબનું પોષણુ કરે.

પૃથ્વી કોઈની થઈ નથી, ને થવાનીએ નથી, કળીયુગના અલંકાર રૂપ માંન્ધાતા તે પણ ગયો. મહાસમુદ્ર પર પાર બાંધનાર દશમુખના હણનાર શ્રી રામચંદ્રજી પણ

ગયા, યુધીષ્ટરાદી ચક્રવર્તિ મહિપતીઓ એ ગયા. પણ વસુંધરા ( પૃથ્વી ) કોઇની સાથે ગઇ નથી. તો પછી તેનો ગર્વ કરવો, કીંવા તેને માટે પાપ કર્મમાં પ્રવૃત રહેવું. એ સજ્જનોને ઉચીત છે. ? નથીજ

સર્પની સાથે ખેલ. વણિક સાથે મિત્રાઇ. ઝેર ચાખી જોવાની રમત. અને પરસ્ત્રીનો સંગ. એટલાંવાંનાં પોતાનુ ભલુ ઇચ્છતો હોય તેણે તજવાં.

સ્ત્રી સાંભળ્યાથી કે દીઠાથી ચિત્ત હરે છે; અને સ્પર્શથી ધન હરે છે. તથા સંયોગથી બળ હરે છે. માટે સ્ત્રી શાક્ષાત રાક્ષસી છે.

એકતો સ્ત્રી ચરિત્ર, વ્યસનીની પ્રિતિ. જુગારીનું વચન. ઓરમાન માનું હેત, ગુણિકાની લાજ. દુશ્મનની નમ્રતા. સ્ત્રીનું ડહાપણ, કાગડાની પવિત્રાઇ, સર્પમાં અમૃત, ને રાજાની મિત્રાઈ, એટલાંવાંનાં સાચાં ન હોય.

ઉદાર અને કૃપણમાં ઘણો અંતર છે. અને એક એકથી ચઢે છે. ઉદાર પ્રથમ ધન આપી દેઇ પછી પ્રાણ આપેછે. અને કૃપણ પહેલાં પ્રાણ આપી પછી ધન આપે છે.

કોઇ ચીજને તુચ્છ કે નકામી ગણવી નહિ. પ્રથમ જોવામાં નિરૂપયોગી જેવી દેખાય, તે પણ વખત પર ફાયદાકારક થઇ પડે છે. ને શોધતાં મળતી નથી. ઈંગ્લાંડમાં એક માણસ બાટલીઓના બુચ ભોંયપરથી વીણીને ભેગા-

કરી વેચતો હતો તે એમ કરતાં કરતાં મોટો પૈસાદાર થઈ પડયો હતો.

શીળતાથી ઉંચ નિચ કુળ, ભાષાથી દેશ, મોહથી પ્રિતિ, અને તંનની તેજીએ ભોજન પરખાય છે.

પકકો તપાસ કર્યા શિવાય કોઇ અજાણ્યા માણસના ઉપર વિશ્વાસ રાખવાથી કોઇ વખતે ઘણી મુશ્કેલીમાં આવી જવાય છે. જો કે આખરે સત્યજ તરે છે. પણ "સોનું લઇએ કશી. અને માણુસ જોઇએ વસી."

સ્ત્રીને પુરૂષના કરતાં બમણો અહાર છે. ચાર ગણી લજ્જા છે. છ ઘણું સાહસ છે. અને આઠ ગણો કામ છે.

કેફ–એ સ્મરણ શક્તિનું સત્યાનાશ વાળે છે, શરિરને ક્ષીણ કરે છે. કિર્તિને નિસ્તેજ કરે છે ને ન રૂઝાય એવા ઘાથી અંતઃકરણ ભેદે છે તે જીવનો જમ છે. ગજવાનો ચોર છે. કંગાલીઅંતનો મિત્ર છે. બાયડીનો બળાપો છે અને છોકરાંની દીલગીરી છે. માટે કેફી વસ્તુનો ત્યાગ કરવો.

સ્ત્રીનામાં અમૃત, સાહસ, મુર્ખતા. કપટ, અત્યંત લોભ, નિર્દયતા, અને ઘણીજ મલીનતા હમેશાં રહે છે.

પૃથ્વી ગણિકા જેવી છે. જેમ ગુણકા નિર્બળ–નિસત્વ પુરૂષ પ્રત્યે પ્રેમ દર્શાવતી નથી.—અમુક એકનીજ થઇને રહેતી નથી. તેમ પૃથ્વી પણ નિર્બળ—નિસત્વ પ-

તિનો ત્યાગ કરી દે છે. પૃથક પૃથક પતિ ધારણ કરવાનો તેનો મુળથી સ્વભાવજ છે.

ઉત્તમને સામથી, સુરાને ભેદથી, નિચને દામથી, ને સમાનને દંડ રૂપ પરાક્રમથી સધાય છે.

એવા માણુસને મારવો કે જેને મારવાથી ખોટ ન જણાય, કેમકે તે કાર્યે પોતાના હાથને અપવિત્ર કરનારૂ અને મહિ મંડળમાં યસની ઉજવળતા ઘટાડનારૂ છે. માટે મારવો એવાને કે સમાન હોય, જન સમગ્રને પીડીત હોય.–કે જેને મારવાથી કિર્તિ ચિરકાળ સ્થિર રહે. રામે રાવણનો વધ કર્યો તેનો યસ આજ સુધી ગવાય છે. અને હજી ઘણો કાળ ગવાશે.

સુવર્ણ તથા વસ્ત્રથી વારાંગનાની સોભા વધે. પણ રાજપુત્રો તો દાન અને પરાક્રમથીજ સોભે છે.

જનની, જન્મભૂમી, નિદ્રાન્તે થએલું સ્વપન, અને પ્રેમ બાણુથી હૃદય વિંધનાર મનુષ્ય, એટલાં કદી ભૂલાતાં નથી.

પોતાના મીત્ર, બંધુ, બુદ્ધિ, ને વિત્ત તે સર્વનું તત્વ માણસ માત્રને વિપત્તી રૂપી કસોટીએ (તેમને) ચઢાવ્યા શિવાય જણાઇ આવતું નથી.

ક્ષુલક મનુષ્યોને મહાન પદની પ્રાપ્તિ થાય. તોપણ તેઓ તેને દીપાવી શકતાં નથી. કુત્રિમ કેસવાળીને વિપુલ સ્કંધે બાંધી કુતરાને સિંહના પદે સ્થાપ્યો હોય. તોપણ

તે ગજેન્દ્રના કુંભને ચિરી નાંખવામાં લંપટ એવા મૃગ પતિના જેવી ગર્જના કરી શકતો નથી.

પ્રાયમુનીએ મા, બેન કે પુત્રી, કોઇની સાથે એક સૈયા કે એક આસન કરવું નહિ. કારણકે ઇંદ્રીયો બહુ બ-ળવાન છે. તે વિદ્વાનને પણ અવળે રસ્તે તાણી જાય છે.

લોકોને મોંઢે કાંઇ તાળુ દઇ શકાતું નથી. લોકો ન્યાય અન્યાયની તુલના કરતા નથી, તૃણ ખાય છે, અર-ણ્યમાં રહે છે. સરોવળનું જળ પીયે છે, કશું કોઇનું લેતાં નથી તોપણ બિચારાં હરણોને લોકો મારે છે. મતલબ કે લોકો લાભ હાનીનો વિચાર કર્યા વિના વિચરે છે.

પૈસાની હાની, મંનનો પરિતાપ, સ્વગ્રહે થતાં દુરા-ચરણ, કોઈ વડે ઠગાયા હોઇએ તે. અને પોતાનું થએલું અપમાન, એટલી વાતોને બુદ્ધિવાન પુરૂષે કોઇની આગળ કહેવી ન જોઇએ.

જો તમે તમારાં સંતાનનું સ્થાયી સુખ ઇચ્છતા હો તો તેમને આધિનતા રહેવાનું, અને પોતે પોતાને (મંનને) કબજે રાખવાનું શીખવો.

સૂર્યનાં કીરણોની માફક સત્ય બહારનાં કોઇ પણ આચ્છાદનથી ઢાંકયું રહેતું નથી.

જે સદા નિરોગી છે તે ખરેખરો જુવાન છે. અને જેને દેવું નથી તે ખરેખરો ધનવાન છે.

કોર્ટ ( કચેરી ) અને સમુદ્ર એક સરખાં છે. અને બંન્નેમાં દરેક ચીજ પવન ઉપર આધાર રાખે છે. પવનના ઝપાટાનું જોર જેણીગમ વધારે લાગે તેણી ગમ સમુદ્રમાં ફરતાં વહાણો વીગેરે ખેંચાઈ જાય છે. તેમ કચેરીમાં થતાં કામકાજ પણ તે કામ કરનારાના મગજ વા ફાંટા રૂપી પવન પ્રમાણે ચાલ્યા કરે છે. ઇન્સાફને હાથ પગ નથી એમ કહેવાનું કારણ એજ છે.

માત્ર મેહેનત કરવી એજ ઉધોગ કહેવાય નહિ. કેટલીક મેહનત એવી હોયછે કે. તેથી કાંઇ પણ ફળ થતું નથી, પણ ઉલટી વખત અને તન મન તથા ધનની ખરાબી થાયછે. માટે નકામું ગદ્ધા વૈતરૂં નહિ કરતાં જેથી ધારેલુ ફળ પ્રાપ્ત થાય તેવી તનની અથવા મનની મેહેનત કરવી–

માણસે અપ્રમાણીક અને વિશ્વાસઘાતી તરીકે જાહેર થઇ સરમના પડદા પાછળ મ્હો સંતાડવું એના જેવું નઠારૂં બીજું કાંઇએ નથી—

ધનહિણ નરને મીત્ર. બંધુ, કામિની, (સ્રી) સુત શેવકો વીગેરે આ સંસારનાં સર્વ સબંધીઓ તેનો ત્યાગ કરે છે. પણ તેજ નર જો પાછો ધનવાન થાય તો મિત્ર આદી સર્વે સબંધીઓ વળગતા આવે છે. માટે સર્વે પૈસાનું સગુ છે. ખરૂંજોતાં કોઇએ માણસનું સગું નથી.

પૈસાને અંગે એવા ગુણ છે કે. જેની પાસે એ

હોય છે તેજ કુળવાન. પંડિત, શ્રુતિમાન, બોલકણો, અને તેજસ્વી ગણાય છે. આ સર્વ શ્રેષ્ટ ગુણ પૈસાને અંગે રહેલા છે. તો પૈસો સર્વોત્તમ વસ્તુ છે એવું કહેવાને કાંઈ હરકત છે ?

ચંદનનું વૃક્ષ છેદી નાંખો તથાપી તે પોતાની સુગંધીનો ત્યાગ કરશે ? ગજપતિ ( હાથી ) વૃદ્ધ થયો હોય તથાપી તે પોતાની લીલાનો ત્યાગ કરે ? અને શેરડીને ઘાણીમાં ઘાલી પીલવા છતાં પોતાની મધુરતા છોડી દેશે ? જવાબ. ના. તેમજ કુલીન માણસ દ્રવ્યાદિકે ક્ષીણતાને પામ્યો હોય તોપણ પોતાનો ઊત્તમ સ્વભાવ અને શ્રેષ્ટ ગુણનો ત્યાગ કરતા નથી.

જે પુરૂષ પોતાનો સ્વાર્થ દુર કરીને પરનો અર્થ સાધી આપે છે તે સત્ પુરૂષ કહેવાય છે. જે પુરૂષ પોતાનો સ્વાર્થ સાચવીને પારકાનો અર્થ સાધી આપે છે. તે સામાન્ય પુરૂષ કહેવાય. જે પુરૂષ પોતાનો સ્વાર્થ સાધવા પરનો સ્વાર્થ બગાડે તે રાક્ષસ પુરૂષ કહેવાય પરંતુ ચોથા પ્રકારનો પુરૂષ પોતાનો સ્વાર્થ જેમાં કાંઇ નથી. અને વિનાસ્વાર્થે પારકુ ભુડું તાકે, અને કરે. તેવા અધમનું નામ કલ્પી શકાતું નથી.

મોજમજાએ ઊડી જતા રંગના અને કચરાઇ જતા ફુલોના જેવી છે. અને સ્મરણ શક્તિ એ છેવટ સુધી સુગધી આપનાર ફુલની ઉપમાને યોગ્ય છે. મમતાના સઘળા વિષયોમાં આશા એ બહુ લાભકારક છે. અને જો ઘણીવાર નિરાસ થવામાં ન આવેતો એવી આશાથી રૂડી ઇચ્છાઓની સાથે કલ્પનાઓને પુષ્ટી મળે છે. અને તેના યોગ્ય જીવીતનો વધારો થઇ શકે છે.

હંમેશાં તમારા મનમાં યાદ રાખો કે, તમારી નઠારી વર્તણુ-

કર્નુ પરિણામ તથાગ એકલાને શીરજ ભોગવવાનું રહેતું નથી પણ ભવિષ્યમાં તે ઘણે દુર સુધી પહોંચે છે અને નિરપરાધીઓની જીંદગીને તેનો ચેપ લાગે છે.

કૃપણ પોતાની લક્ષ્મીનો ઉપભોગ કરી શકતો નથી. નપુશક પુરૂષ જેમ પોતાની સ્ત્રીને ભોગવી શકતો નથી, તેમ કોઇને આપી શકતો નથી માત્ર જોઇનેજ બેસી રહે છે. તેમ કૃપણ પુરૂષો પોતાની લક્ષ્મી પરત્વે તે કરતાં વિશેષ કરતાં નથી.

ઊદ્યોગી પુરૂષ કામની સિદ્ધિ થવામાં ઊદ્યોગને મુખ્ય સમજે છે. અને નસીબને તુચ્છ ગણીને પુરૂષાર્થ કરી કામ સિદ્ધ કરે છે. તેથી તેની પાસે લક્ષ્મી આવે છે. અને કદી ઊદ્યોગ કરતાં કામ સિદ્ધ ન થયું. પણ તેને કોઇ દોષ દેતું નથી. પણ કેટલાક નસીબ પર આધાર રાખે છે એ ખોટું છે.

શ્રીમંત જો આળસુ હશે તોપણ તેને સર્વ મનુષ્ય સ્થિર સ્વભાવના છે એમ કહેશે. ચપળ હશે તો ઊદ્યોગી કહેશે. તેને મૂંકસ્ત્વપણું ( થોડું બોલવું ) હશે તો મિત ભાષણી કહેશે. મૂઢ હશે તો તેને હુંસીઆર છે એમ કહેશે. પાત્રઅપાત્રનો વિચાર નહિ હોય તો ઊદાર આત્માવાળા છે એવું કહેશે. હે ! લક્ષ્મીમાતા ! તારો પ્રસાદ એવો ઉત્તમ છે કે ગમે તેવો દોષ હશે તોપણ તેને ગુણના રૂપમાં બદલી નાંખે છે.

જે વિચાર કરનાર મનુષ્ય છે તે સર્વનો નાશ થવાનો વખત આવ્યો હોય તે અર્ધો નાશ થઇ પાર પડે છે. ને તે અર્ધો નાશ પણ થવા દેતા નહિ. આ ઉપદેશ ઉપર દિવાની ફોજદારી કોર્ટોએ ચડનારા લોકોએ લક્ષ આપવું પટે છે. નહિતો “ હું મરીશ ને તને

મલીન " એવું થાય છે.

જ્યાં લોભ વસે છે ત્યાં બીજા અવગુણનો શો ખપ છે? સત્ય જો અચળ છે તો તપ પણ શું અધીક ફળ આપશે? જો ચિત્ત પવિત્ર છે તો તિર્થોમાં જવાથી શું વધારે પુણ્ય થવાનું છે? જો લોકોમાં કિર્તિ સારી છે તો શણગાર સજવાથી શું વિશેષ છે? જો સજ્જનતા અંગે છે તો બીજો ગુણ કયો જોઇએ? ચાડી કર્યાથી જે પાપ થાય છે તેનાથી બીજુ અઘોર પાપ કયું છે? જો સદ્‌વિદ્યા છે તો પછી ધન શા હિસાબમાં છે? અને જો અપયસ પામ્યા વો પછી મૃત્યુ આવે શું વધારે છે?

વૈભવનું ભુષણ સુજનતા છે. સૂરનું ભૂષણ મૌન્ય રાખવું, જ્ઞાનનું ભુષણ શાન્તી, વિદ્યાનું ભુષણ નમ્રતા, ધનનુ ભુષણ સારા માર્ગે વ્યય કરવો. તપનું ભુષણ ક્રોધ દબાવવો. ધર્મનું ભુષણ નિષ્કપટપણે રહેવું. અને ઉપરના તમામ ગુણનું ભુષણ સારો સ્વભાવ રાખવો તે છે.

જગતમાં એવા પુરૂષ તો ઘણા છે કે જે નિરંતર મીઠું મીઠું બોલે પણ કડવું તેમજ હિતકર એવું કહેનાર અને સાંભળનાર તો આ દુનિયામાં દુર્લભજ છે.

વિપ્ર છતાં જો તે મુર્ખ હોય તો તે નકામો છે. અને કુંભાર છતાં જો તે વિદ્વાન હોય તો તે મિત્ર કરવાને યોગ્ય છે.

હલકા મનુષ્યો આગળ પડતો ભાગ લે તેથી જેમનામાં કાંઇ દૈવત છે તેમને હાની નથી. બિલાડી ઠેઠ પેસી જાય. કે ફુવરી રાજ્યભુવનમાં ફરે. તેમાં બહાર રહેલા ગજેન્દ્રને શી હાની છે. !

નિર્ધનાવસ્થા કડવી લાગે છે ખરી. પણ તેનાથી જે અનુભવ

થાય છે. તે ભયંકર છે. ધનવાનને તે અનુભવનો લાભ મળતો નથી.

એવો કોઇ પણ પુરૂષ નહિ હોય કે જેના ઉપર દુખનું વાદળ એક પણ વખત ચઢી આવ્યા વિના રહ્યું હોય. વિપત્તી આવી નથી ત્યાં સુધી મનુષ્યના હૃદયની કસોટી થવાનું કાચુંજ રહે છે. જે માણસ પોતાના અંતઃકરણને અનુસરીને બોલે છે. તે કોઇનો દુશ્મન નથી. છતાં જે પોતાના વિચારને દાબી રાખે—શુદ્ધ હૃદયભાવ ન બતાવે તે તો ધુર્તજ ગણાય.

વૃદ્ધા વસ્થાનાં ચિન્હો પ્રત્યક્ષ જણાયાં. એટલે દાંતના હાલ હવાલ થઇ ગયા હોય. સુંદર કેસના ગુચ્છ સફેદ બની ગયા હોય. નેત્રનું તેજ ક્ષીણ થઇ ગયું હોય. શ્રવણેંદ્રીય શુન્ય થઇ ગઇ હોય. અંગે કરચલીયો વળી ગઇ હોય સર્વાંગે પળીયાં પ્રત્યક્ષ ભાસતાં હોય. તોપણ ચિત્ત જેમ જુવાન હોય તેમ પ્રતિદીન વેગથી દોડયાંજ કરે છે. મતલબકે ચિત્તની યુવાવસ્થા સદાય કાયમ રહે છે.

નાગરવેલનાં પાંન. ને ફળ. રાજહંશ, તુરંગ, સિંહ, ગજ,ને સત્પુરૂષ એટલાંની દેશના કરતાં વિદેશ સંચરતાં કીમત વધતી જાય છે.

મલ્યાચળ ઉપર ભીલ લોક શ્રીખંડને ઇંધણ તરીકે બાળે છે. કાસ્મીરમાં કુંકુંમથી આગણાંઓ લીપે છે. સિંધુને તીરે વશનાર રત્નનો બેરખો મહિષીને કંઠે બાંધે છે. એટલે જ્યાં જે વસ્તુ ઉત્પન્ન થાય છે. ત્યાં તેની કીમત નથી. સ્થળાંતરે તેનું મુલ્ય સારૂ થાય છે

આ એક નિતિ હમેશાં ધ્યાનમાં રાખવા જેવી છે કે. સમુદ્રમાં જેમ ભાગેલા વહાણને. તજવું તેમ ઉપદેશ ન કરનાર આચાર્યને વેદ વિધા વગરના બ્રાહ્મણને, રક્ષા ન કરનાર રાજાને. પુત્રના હિતો

હિતનો વિચાર કર્યા વગર દેવું કરનાર બાપને વ્યભીચારી માતાને, કપટી મિત્રને, કડવા બોલી સ્ત્રીને. ગામમાં રહેવાની હોંશવાળા ગોવાળને. વનમાં ફરવાના શોખીન વાણીઆને તથા વિધ્યા વગરના પુત્રને શત્રુ રૂપ ગણી નિર્લોભીએ તજવા યોગ્ય છે.

મધુર બોલવાથી સર્વ પ્રાણીયો રાજી થાય છે. માટે સર્વ કોઇએ મધુર બોલવું જોઇએ. મોટા પુરૂષોએ કહયુંછેકે બોલવામાં દારિદ્રતા શામાટે રાખવી? પુષ્પમાંગંધ. તલમાં તેલ. કાષ્ટમાં દેવતા. દુધમ ધૃત (ઘી) અને શેરડીમાં ગોળ ( ગળપણ ) હોયછે તેમ અતઃકરણમાં ઇશ્વરછે તે વિવેક જુક્તિથી જુઓ.

જો પરધર્મ ઊત્તમ પ્રકારે આચર્યો ને જો સ્વધર્મ લગારે અંગ હિન છે તથાપીતે તેના કરતાં અત્યંત શ્રેષ્ટછે. પારકો ધર્મ ગમે તેટલો સારો હોય અને ઘણા માણસોએ તે સ્વીકારેલો હોય. તથાપી સ્વધર્મ ગુણ રહીત હોયતે પરધર્મ કરતાં સારોછે. પરધર્મમાં સુખે દિવસ ગુજારવા કરતાં સ્વધર્મમાં મરણ થાયતે ભલું. એમ મહા પુરૂષો માનેછે.

દરેક માણસે સતસંગ રાખવો કેમકે તે મનની જડતા (મુર્ખતા ) નાસ કરીને શુધ્ધ બુધ્ધી પ્રાપ્ત કરેછે. અને સત્ય ભાષણ કરવાની ટેવ પડેછે. પાપ કર્મથી દુર રહેવાયછે. ઊંચ પદવી પામી માન પ્રતિષ્ઠા પ્રાપ્ત થાયછે સર્વ ચિંતાઓનો નાશ કરી અહોનીશ પ્રસન્નતામાં રહેવાયછે. અને સર્વત્રયશ ફેલાયછે.

બાતમીદારો રાખવા, નોકરોને પગાર મુદતસર આપવો. વખતસર અને વિચાર પૂર્વક રાજ ભાગ લેવો. સતપુરૂષોનો સંગ્રહ કરવો. સૈન્ય—ચાતુર્ય અને સત્યથી પ્રજાનું ભલુ અને રક્ષણ કરવું. ખટપટ

કરીને પણ શત્રુના બળને તોડવું. પોતાના રાજ્યનાં પ્રાચિન સ્થળોને સમરાવવાં, કુલીન જનોનું પોષણ કરવું; અનાજના કોઠાર પરિપૂર્ણ ભરી રાખવા. લશ્કર ઉત્સાહમાં રહે તેમ કરવું. સંસારના કામોની તડામારથી કંટાળવું નહિ. તીજોરી તર રાખવી. શત્રુઓથી સદા સાવધાન રહેવું. પોતાના નોકરોને શત્રુઓ ફોડે નહિ તેથી ખબરદાર રહેવું, અને નિરંતર ચઢતીમાં ( ઉદ્યોગમાં ) મચ્યા રહેવું. એ રાજાઓનું મુખ્ય કર્તવ્ય છે.

ઇંદ્રે ઉદ્યોગ કરીને અમૃત મેળવ્યું. અસુરોને માર્યા. તથા ત્રૈલોકમાં સત્કિર્તી પ્રાપ્ત કરી. એ વાત લક્ષમાં લેઇ પ્રત્યેક રાજાએ ઉદ્યોગમાં પ્રવર્ત રહેવાનુ છે, તે સાથે લક્ષમાં લેવાનુ છે કે ઉદ્યોગ વગરનો રાજા હમેશાં શત્રુઓથી પરાજય પામવાનેજ લાયક છે.

સ્ત્રી સાથે રૂતુ પ્રસંગેજ મળવું. બ્રહ્મચારી, વાનપ્રસ્થ, અને સંન્યાસીઓનું યથાશક્તિ પોષણ કરવું. પીતૃઋણથી મુક્ત થવા માટે સંતાનોની ઉત્પતિ કરવી. અને અતિથીનો સત્કાર કરવો. એ ગ્રહસ્થનો આશ્રમ ધર્મ છે.

ગમે તે જાતનો હોય પણ જો તે ઉત્તમ પુરુષ હોય તો તેનો સમાગમ કરવો—સત્સંગ કરવો લાભકારી છે. ઉકરડામાંથી રત્ન જડે તો તે પણ ગ્રહણ કરવાને યોગ્ય છે. ક્ષાર સમુદ્રના કીનારે મીઠા જળનો કુપ હોય તો તેનુ જળ પીવાથી તૃષાની નિવૃતી થાયછે.

ઉત્તમાવસ્થામાંથી અધમાવસ્થા પ્રાપ્ત થાય તે કરતાં મૃત્યું થાય તે સારુ. પણ ભિક્ષા વિટંમણા વેઠવી પડે તે સારી નહિ.

જેના ઘર આગળથી અતિથી આશા ભંગ થઇને પાછો વળે છે તેનુ પુણ્ય લેષ માત્ર પાપ આપી જાય છે. માટે યાચક વા.

અતિથીને આશા ભંગ કરી વ્યર્થ જવા દેવો નહિ. ઘેરઘેર ભીક્ષા માગનારા–ભિક્ષાર્થે રખડનારા. યાચતા નથી પણ ઉપદેશ કરે છે અને પોતાના દષ્ટાંતથી સમજાવે છે કે પૂર્વે જન્મે અમે આપ્યું નથી તેથા માગવું પડે છે. માટે યાચનારને આપો. નહિતો હવે પછીના જન્મે આવી સ્થિતિમાં આવસો.

બીજુ સર્વ બદલાય પણ જાતી સ્વભાવ કદી બદલાતો નથી. જેનો જે સ્વભાવ છે તે દેવતાઓ પણ તજાવી શકતા નથી છ માસ પર્યંત સ્વાનની પુછડી જમીનમાં દાટી રાખીએ. અથવા ભુંગળીમાં ઘાલી રાખીએ પણ સિદ્ધી થતી નથી.

સ્વભાવની સુગંધી અપાર પ્રયત્ને પણ ટળાતી નથી. કસ્તુરી, ચંદન, કુમકુમ કપુર્યાદીમાં વીટી લસણને રાખવામાં આવે તોપણ પ્રકૃતિના ગુણથી કે જાતિદોષથી તે પોતાની દુર્ગંધ તજનાર નથી.

મદન વશ પુરૂષ કાર્ય કે અકાર્ય વિચારતો નથી. તેનું બળ એવું કામું છે કે વિવેક વૃત્તિનો લય થાય છે. હૃદય રૂપી તૃણ ગ્રહમાં સ્મરાગ્નિ પ્રદિપ્ત થતાં પંડિત હોય તેનમાં પણ ઉચિત કે અનુચિતનો વિચાર કરવાની શક્તિ રહેતી નથી. કેટલી બધી પદ્માક્ષી–સ્વર્ગ સુંદરીયો સમીપ હોવા છતાં તેત્રીસ કોટી દેવતાના પતિ ઇન્દ્રે સાધ્વી અહલ્યા પ્રત્યે કુડી દ્રષ્ટી કરી એજ એમ બતાવી આપે છે કે મનમંન્થદેવ ગમે તેવા મહાત્માઓની વૃત્તિ પણ ચળાયમાન કરી શકે છે.

રાજા તેજ કે જે પોતાના પુત્રે કીધેલા ગુન્હાને માટે પણ યોગ્ય સાસન કરી સમાન દ્રષ્ટિનું દીગ્દર્શન કરાવે છે. પરંતુ ગમે તેવો અપરાધી હોય તોપણ તેને એક વાર સ્થાન આપવું જોઇએ.

મોઢું દાંતને બીજી વાર પડે છે ત્યારેજ પેસવા દેતું નથી.

અવજ્ઞાને લીધે તુટેલા પ્રેમને નવીન કરવાને કોઇ સમર્થ નથી, ફુટેલું મોતી લાખ લગાડવાથી સંધાતુ નથી મન. મોતી અને કાચ તુટયા પછી સંધાયજ નહિ સ્નેહ ન થાય તેજ સારો પણ થયાપછી તુટે. તે સારો નહિ તેમજ તેજ નહિ છતાં આંખો જવાથી જેટલો સોકથાય તેટલો મુળના આંધાપાથી થતો નથી. માટે સત્પુરૂષો નો ધર્મ છેકે જેની સાથે બેઠા. રમ્યા. ગુહ્ય વાત કહી. થાંભળી. તેના પ્રતિ મરણ પર્યંત ચિત્ત ઉદાસી નહિ કરતાં હમેશ તે સ્નેહ નિભાવવો.

જે દ્રષ્ટિએ પ્રત્યક્ષ દીઠું નહોય તે મોઢાના કહેવાથી માની બેશવું નહિ. અને જે દ્રષ્ટિએ પ્રત્યક્ષ થાય તેમાં પણ યુકત્તા યુક્તતનો વિચાર કરવો કદાપિ લલાટ ચક્ષુ ફુટીગયાં હોય તો પણ હૃદય ચક્ષુ પ્રકાશીત હોય તોતે શારાશાર જોઇ શકે છે.

રાજા વૈદ્ય અને ગુરૂ એટલાંની દ્રષ્ટિ દારિદ્ર ત્યાગી અને પાપ ને હરનારી છે. જેના ભાગ્યનો ઉદય થવાનો હોય તેનાજ ઉપર તે પડે છે.

જેના વિના ચાલતું નથી તે ગમે તેવો અપરાધી હોય તો પણ જે તે પ્રકારે મનાવી લેવો પડેછે જુઓ નગર માત્રને બાળી નાંખનાર અગ્નિ છતાં તેને વહાલો કર્યા વિના કોઇને ચાલતું નથી.

ઇષ્ટની સાથે ખાધું તેજ પચાયું. પ્રીયા સાથે શુવાયુ તેજ શુવાયું ઘોડે ચઢીને જવાયું તે જવાયું બાકી બીજું ખાધું તે નખાધું શુવાયું તે નશુવાયું ને જવાયું તે ન જવાયું એમ સમજવું.

જે પાપ કર્મમા નિરતછે. તેઓનું મોત પણ અહિત, જીવ

વ્યુ પણ અહિત. કારણકે તેમુર્ખ અંધતા મિશ્ર નર્કમાં પડેછે. અને જીવતાં વેર અને વિખવાદમાં આવરહા ગાળેછે.

જે વિચિત્ર કોડીની પ્રવૃછે. મદ્યમાંશમાં નિરતછે. અતિ નિ ષ્ટછે તે વાણીએ મીઠી પણ હદે દહીણછે. તેથી જેગુણમા તેનો પ્રસંગ રાખવો એ શીષ્ટ લોકોને માટે ઉચિત નથી.



## વાંચો  વાંચો  વાંચો

# લક્ષ્મી અને મેનાં

## ( પ્રથમ ભાગ ) માટે પંચનાદ. ( જાહેર અભિપ્રાય.

### સો સાક્ષીઓનો એકમત.

**કાઠીઆવાડ સમાચાર**—"લ.મી અને મેના" નામનુ નવલકથાના પુસ્તકનો પ્રથમ ભાગ તેના કર્ત્તા મી૦ + + + શાહ તરફથી અભીપ્રાય અર્થે મળ્યું છે જેનો આભાર સહીત સ્વીકાર કરીએ છીએ પ્રસ્તુત નવલકથામાં લેખકે સામાજીક અધમ સ્થિતિ તથા દેશની દુર્દશાનો ખ્યાલ એક સ્વદેશાભીમાની વૃત્તિઓથી દોરવા પ્રયત્ન કર્યો છે. મનુષ્ય જીવનમાં મુખ્ય લગ્નના વિષયને આધુનિક તથા પ્રાચિન પદ્ધતિ સાથે સરખાવી આધુનીક બાળ લગ્ન. કંન્યા વિક્રયાદી ઘાતકી રીવાજોથી પ્રજાના શારિરીક, માનસીક અને નૈતીક શક્તિઓ દુર્બળ થયાનુ ઘણીજ સરળ ભાષામાં. કરૂણા ભરી શૈલીમાં દર્શાવ્યું છે. જમાનાને અનુસરી રૂઢી રૂપ થએલાં જમણવારો. બીજા અયોગ્ય જ્ઞાતી બંધારણાદી રીવાજોથી ગરીબ કુટુંબને સહેવી પડતી મુસ્કેલીયો. અને ધર્મભ્રષ્ટ થવાના સંજોગો પ્રમાણીક કુટુંબનાં સંકટો વીગેરે આબેહુબ તે રીવાજો પ્રતિ તીરસ્કાર ઉપજાવી હૃદયને કંપાવે તેવું ચીતરવામાં આવ્યું છે. વળી સ્ત્રી કેળવણીના પ્રચારની આવશ્યકતા દર્શાવી. એ વડે શુભ સંસ્કારી થએલી સદ્ગુણી પત્ની એક ઉત્તમ ગ્રહણી અને માતા નિવડી સ્વર સંતાનોનો જન્મ આપે છે. તે વિષય ઘણાજ હર્ષથી સમાવવામાં આવ્યો છે. ઉદારતા અને પરોપકાર વૃત્તિથી આત્માને પૂર્ણ શંતોષ થાય છે. તે છબીલદાસ

નામના વિદ્વાન પાત્રથી બતાવવામાં આવ્યું છે. પુનઃલગ્નના વિષયમાં લેખકના વિચારો વિષે કાંઇ મત બંધાય નહી. કારણ તેમની દલીલો પ્રથમ ભાગમાં અધુરીજ છે. પરંતુ પ્રેમ વિનાનાં લગ્નથીજ પુનઃલગ્નની આવ્યસકતા છે કીન્તુ પુનઃલગ્નથી પ્રેમનો સંહાર થવો ના જોઇએ તેમ છતાં વિધવા પ્રેમની યોજનાનો અમલ એક વાતે ઉત્તમ છે. પરંતુ દરેક વર્ગીય આત્માનાં મંન જ્યારે એવી ઉનત દશામાં જશે. ત્યારે તો પુનઃલગ્નની આવ્ય શકતાજ નથી.

ટુકાણમાં પુસ્તકની રચના ભાષા તથા પદ્ધતી સરળ હોવાથી થોડુ ભણેલાં સ્ત્રી પુરૂષોને અવસ્ય આવકાર દાયક થઇ પડતા ઉત્તમ બોધ આપી શકશે. હિન્દનો મોટોભાગ અભણ છે તો આવા સમયે આવાં પુસ્તકોજન સમુહની સામાજીક સ્થિતિ સુધારવાને માટે ઉપયોગી છે. એમ જણાય છે. આશા છે કે બીજા ભાગમાં પણ લેખક સામાજીક સ્થિતિ સુધારવાનો સમાવેશ કરી એક ઉત્તમ પુસ્તક જનસમાજને આભારી કરશે પુસ્તક બાંધણીમાં પાકા પુઠાનું તેમ સુંદર છે. છતાં કીંમત માત્ર ૦—૧૨—૦ બાર આના છે. આ પુસ્તક ઘેરે ઘેર વંચાય કે અજ્ઞાનતાના વાસમાં પ્રજાના આવા દુષ્ટ રીવાજો પેશી ગયા છે તેમ અંતઃકરણ પુર્વક ઇચ્છી લેખકનો વિજય ઇચ્છીએ છીએ.—

---

વડોદરા. તા. ૨૨ માહેજુન સને ૧૯૦૯

રા. રા. જયચંદ મગનલાલ

મું૦ જાદર

વી. વી. આપના તા. ૨૫-૫-૦૯ના પત્ર સાથે "લક્ષ્મી અને મેના" એ નામનું પુસ્તક ભેટ મોકલ્યું. તેને માટે હું મહાન આભારી થયો છું. એ પુસ્તક મેં વાંચવા માંડ્યું છે. તે પુરૂ થયે અભીપ્રાય લખી મોકલીશ. પણ જેટલું વાંચ્યું છે તે ઉપરથી એટલી વાતતો નિર્વિવાદ છે કે પુસ્તકની રચના એટલી માધુર્ય છે કે તેને હાથમાંથી છોડવાનું મંન થતું નથી. પુસ્તક વાંચ્યા પછી અહીંયાં ભલામણ કરીશ અને લેવા કબુલ થશે તે પ્રતો મંગાવી લેઇશ. આ તરફનું કામકાજ ફરમાવશો અત્રે વરસાદ નથી અને ગરમી બહુ થાય છે. એજ તા. સદર.

લી. ચતુરદાસ રણછોડદાસ

કાજી. ગીરાશ શાખ આસિ૦ રાજ્ય વડોદરા.

---

રા. રા. જયચંદ મગનલાલ

સ્કુલ માસ્તર સાહેબ, ઉંડણી.

આજરોજે મેં આપના તરફથી બહાર પડેલી "લક્ષ્મી અને મેનાં" એ નામનું પુસ્તક વાંચ્યું, તેની રચનાએ મારા મંનને અ-નહદ આનંદ ઉપજાવ્યો છે. તેમાં આપે કંન્યાવીક્રય બાળલગ્ન વીગેરે બાબતો વિષે ઘણું અસરકારક અને લોકોપયોગી વિવેચન

કરેલુંછે તેમજ સદરહું પુસ્તક હાલના જમાનાને અનુકુળ પડતુંછે. ટુંકમાં એટલુંજ કે તે પુસ્તક સર્વ માન્યછે. અને પ્રસંસનીયછે. એ જ તા. ૧૨-૪-૦૯

લી૦ સ્નેહાધીન

**રાજકવી શીવલાલ લાલુભાઇ**

ભાન્ડુંઆળાના યથા યોગ્ય વાંચશો.

---

વૈષ્ણવધર્મપ્રકાશ માસીકપત્ર "લક્ષ્મી અને મેનાં" આપુસ્તક. તેના કર્ત્તા જાદર સ્કુલ માસ્તર રા.રા. જયચંદ મગનલાલ ચોડાસર વાળા તરફથી અભી પ્રાયાર્થે મળ્યુંછે. ને ઉપકાર સાથે સ્વીકારવામાં આવેછે. વર્તમાન સમયે કંન્યા વિક્રયની આગઓટો ચાલેછે. જ્યાં, ત્યાંતેનીજ પીટણી પડાયછે. એવા સમયે તે નીચામાં નીચો અને દુષ્ટ રીવાજ બંધ કરવાના બોધ રૂપી વર્ણન વાળું પુસ્તક બહાર પાડવામાં કર્ત્તાએ જે શ્રમ લીધોછે તે સ્તુતીપાત્રછે. પુસ્તક વાર્ત્તા રૂપે ૨૨ પ્રકરણમાં લખાએલુંછે. એના ડેમી ૨૪૦ પાનાંછે અને પાકી બાઇન્ડીંગ છતાં કીમત ફકત રૂ ૧-૦-૦ રાખવામાં આવીછે એજ જનસમુહને વધુ પ્રીય થવાનું કારણછે. કન્યાવિક્રય કરનાર મનુષ્યો જો આ પુસ્તક એક વખત પુરેપુરૂ વાંચી જાય તો પછી એમના મંનનો દુષ્ટ મેલ જલદી નીકળી જાય તેવું છે. આવા પુસ્તકોનો છુટથી બહોળો ફેલાવો થાય તો અમને આશા છે કે દીકરીયોના દુસ્મન અને ધનના લોભી પીતાનાં મંન નિર્મળ થઇ જશે.

તા. ૮—૧૨—૦૯ વડોદરા.

**રા. રા. ભાઇ જયચંદ મગનલાલ**

**મું; જાદર**

વડોદરેથી લી. શુભ ઇચ્છનાર દામોદર દ્વારકાંદાસના જેશ્રી-કૃષ્ણ્ણાં. આપના તરફથી લક્ષ્મી અને મેનાં નામની નવલકથાની બુક આવી તે વાંચી ઘણોજ આનંદ થયો છે. સદરહુ પુસ્તક વાંચવા માટે એવી રૂઢ લાગી કે વાંચવી અધુરી મુકી ખાવા બેસવાનું પણ મન થતું નહોતું અનેક કામ મુકી આ રસ પીવાની વાંચ્છના થતી હતી. તેને માટે તમને ધન્યવાદ આપુંછું કે ઘણો પરિશ્રમ કરી બુદ્ધિનો આવો સન્માર્ગે વ્યય કરો છો. હમેશાં આવા ખંતીલા થઇ આ આર્ય પ્રજાને અને આપણા ન્યાતીલા અજાણ અને ભોળા ભાઇઓને સીધે રસ્તે લાવવા પ્રયત્ન કરતા રહેશો, તેની અંદર સમાએલા વિષયોની જેટલી તારીફ કરૂં તેટલી આછી છે. શહરી બુક ઉત્તેજનને પાત્ર છે એમાં કાંઇ શક નથી. એટલુંજ નહી પણ રમુજીઅને દીલ ખુશ કરવા જેવું છે. આવી રીતે આર્ય પ્રજાના કાન ઉઘાડી સવળે રસ્તે દોરવાના પ્રયત્નને માટે ફરીને ધન્યવાદ આવું છું.

**દા. દામોદર દ્વારકાદાસ**

**રીકાર્ડ વડોદરા સેંન્ટ્રલ ટ્રેઝરી**

# નવીન જાહેર ખબર.

## ગ્રાહકોની લુંટાલુંટ.

જલદી કરો ! જલદી કરો. !

લગભગ દોઢસો પાનાનો વૈદક ગ્રંથ માર્ચ આખરે બહાર પડશે.

"સ્વદેશી વૈદ અથવા દરદોનો દુશ્મન."

જેમાં અકસ્માત વખતે, ડાકટરની ગેરહાજરીમાં અને મુસાફરીમાં ઉપયોગી થઇ પડે તેવાં દરદોની તદન વનસપતીની દવાના પ્રયોગો બતાવેલા છે કે જેથી દરેક દરદો ઉપર અદ્ભુત અસર કરે છે. તેમ છતાં તેમાં બતાવેલી દવા નાના ગામડાંના ગાંધીઓને ત્યાંથી કે ઘરની અંદરના ખાનપાનના પદાર્થોમાંથી મળી આવે તેવાં છે. જેથી ગામડાના અજાન મનુષ્યો અને સ્ત્રીઓ પણ પોતાના હાથે ઉપાયો કરી ફતેહમંદ પામે. આવું ઉપયોગી પુસ્તક હોવા છતાં સર્વ કોઇ તેનો છુટથી ઉપયોગ કરે એ હેતુંથી કીંમત પણ નજીવી એટલે અગાઉથી ગ્રાહક થનાર પાસેથી. ૦-૬-૦ પાછળથી ૦-૮-૦ પોષ્ટ જુદું.

પ્રસિદ્ધ કરનાર
ગા. જયચંદ મગનલાલ
તથા
મેતા. મણીલાલ જેઠાલાલ
મુ. બાદર ( ઇડર રાજ્ય. )
પોષ્ટ દાવડ અમનગર થઇને

**હાસ્ય રસથી ભરપુર ! ગંમત સાથે જ્ઞાન આપનાર**

**નૉવેલ.**

# નાનો મેતો

**અથવા**

## વણીકોનો અદ્દભુત ઇન્સાફ.

આજકાલ સકળ આર્યપ્રજા પોતપોતાની કોમને આગળ વધારવાના હેતુથી સમયને અનુંસરી અગત્યના શુધારા કરાવી જ્ઞાતી-બંધુઓને તારવા ઊદ્ધારવાને અર્થે પ્રયત્ન કરી રહયા છે. તેવા પ્રસંગે વણીક જેવી ઉચ્ચ કોમના અજ્ઞાન અને દુરાગ્રહી આગેવાનો પોતાના દુરાગ્રહને વળગી રહી સુધારો કરવા કરાવા આગળ પડનાર અને તે અર્થે પ્રયત્ન કરનારને કેવી રીતે કનડે છે. એટલું નહી પણ પોતાની સત્તાનો અવળો ઉપયોગ કરી કેવા પ્રકારે હેરાન કરે છે.— બાદશાહી અમલ ચલાવી સંતોષ માને છે. તેમ છતાં તેમાં અડગ રહેનાર છેવટે કેવી રીતે વીજય મેળવે છે તેનો અચ્છો ચિત્તાર આપવામાં આવેલો છે કે જેમાંથી અનેક પ્રકારનો બોધ અને ગંમત મળે છે. પુસ્તકનું કદ રોયલ સોળ પેજી લગભગ ૯૬ પૃષ્ટનું થશે છતાં અગાઉથી ગ્રાહક થનાર પાસેથી ૦–૩–૦ પાછળથી ૦–૪–૦ લેવામાં આવશે માટે તાકીદે લખો. કર્તા.

જયચંદ મગનલાલ ઘોડાસર.

મુ. જાદર (મહીકાંઠા) અમનગર થઇને

# જાહેર ખબર.

અમારા તરફથી બહાર પડેલાં અને હવે પછી પડવાનાં પુસ્તકો.

| | કીમત. | પોષ્ટ. |
|---|---|---|
| લક્ષ્મી અને મેનાં (પ્રથમ ભાગ) | ૦—૧૨—૦ | ૦—૧—૦ |
| રત્નોની માળા. | ભેટ | ૦—૧—૩ |
| સ્વદેશી વૈદ અથવા દરદોનો દુશ્મન. | ૦—૮—૦ | ૦—૦—૬ |
| લક્ષ્મી અને મેનાં (બીજો ભાગ) | ૦—૧૨—૦ | ૦—૧—૦ |
| નાનો મેતો. | ૦—૪—૦ | ૦—૦—૬ |

ઉપરનાં તમામ પુસ્તકો નિચેના ઠેકાણેથી મળશે.

ઘોડાસર—ઠનો. જયચંદ મગનલાલ શાહ.

જાદર—મેના. મણીલાલ જેઠાલાલ. ( પોષ્ટ હાવડ )

સાયોદર—ભોગીલાલ મગનલાલ હેડ માસ્તર.

પુનાદરા—વૈષ્ણવ ધર્મપ્રકાશ ઓફીસ.

અમદાવાદ—સત્યસાગર પ્રેસ. ઠે. પીરમશાના રોજા.

" નરસીલાલ દેવચંદ શાહપુર.

ઉંડણી—દોશી દેવચંદ રવચંદ કારકુન તા. ઉંડણી વડનગર થઈને.

**ટીપ**—પુસ્તકની કીંમત અગાઉથી મોકલવી અગર વી૦ પી૦ થી મોકલવા સુચના આપવી. નાદરપેઠ પત્ર લેવામાં આવશે નહી તે જાણવું.

લખનાર અને પ્રસિદ્ધ કરનાર.

**જયચંદ મગનલાલ શાહ ઘોડાસરવાળા**

હેડમાસ્તર જાદર ( ઇડર રાજ્ય ) પોસ્ટ હાવડ.

